# कलापीनो केकारव

પ્રકાશક

મણિશંકર રત્નજી ભટ્ટ.

પાંચમી ( સચિત્ર ) આવૃત્તિ.



આ આવૃત્તિના સોલ એજન્ટો
જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ.
અને
અબદુલહુસેન આદમજી; ભાવનગર.

કિંમત ચાર રૂપીયા.

# નિવેદન.

( ખાસ સચિત્ર આવૃત્તિની. )

આ ખાસ સચિત્ર આવૃત્તિ બહાર પડે છે, તે પ્રસંગે કલાપીના પોતાના સંબંધી વધારે કહેવાની જરૂર રહી નથી.

ચિત્રો પ્રસિદ્ધ ચિત્રકાર રા. રા. રવિશંકર મહાશંકર રાવળની કલાથી તૈયાર થયેલાં હોઇને ગુજરાત તેનો સત્કાર કરશે.

આ ખાસ આવૃત્તિ માટે લાઠીનાં નામદાર રોહાવાળાં બા સાહેબે તથા બાઇ સાહેબ મોંઘીબાઇએ પોતાના ફોટોગ્રાફ પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપેલી છે, તે માટે તેમનો ઉપકાર માનવો ઘટે છે.

ભાવનગર,
તા. ૮-૧૨-૨૦.

મણિશંકર રત્નજી ભટ્ટ.

---

## ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

કલાપીના કેકારવની બાર વરસમાં આ ચોથી આવૃત્તિ બહાર પડે છે, તે પરથી સાબિત થાય છે કે ગુજરાતના હૃદયમાં તેની કવિતા પ્રવેશ પામી ચુકી છે. કલાપીને ચાહનારા અત્યારે ગુજરાતમાં ઘણા છે. થોડા તેની નકલ કરનારા પણ છે, અને કોઇક નિંદા કરનારા પણ નથી એમ નથી, છતાં તેની કવિતા-

માંથી " ઉતારા " સ્થળે સ્થળે લેવાતા જોવામાં આવે છે. મહાશય અમૃતલાલ સુંદરજી પઢિયાર જેવા પ્રસિદ્ધ ઉપદેશકે પોતાનું " પ્રેમ પ્રેમ અને પ્રેમ " નામનું અસાધારણ જુસ્સા અને સુંદર તરંગોનું પુસ્તક કલાપીને અર્પણ કર્યું છે; અને " કલાપીનો વિરહ " નામનું અદ્‌ભુત કાવ્ય લખીને સૌરાષ્ટ્રના સમર્થ મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકરે ગુજરાતના સાહિત્યમાં તેનો અમર કીર્ત્તિસ્તંભ ઉભો કર્યો છે.

" હમીરજી ગોહેલ "નું કાવ્ય બહાર પડી ચૂક્યું છે; તથા " માલા અને મુદ્રિકા " નામે એક સુંદર ન્હાની નવલકથા કલાપીએ પોતાના છેલ્લા દિવસોમાં લખેલી, તે પણ પ્રકાશન પામી છે. આ બંને પુસ્તકોના પ્રકાશનની સેવા ઉઠાવવાને હું શક્તિમાન થયો છું, તે માટે મારે ગુજરાતના કલાપી પ્રતિના સ્નેહનોજ ઉપકાર માનવાનો છે.

કવિતાની પરીક્ષા એ કંઈ સાધારણ કામ નથી. આજ કાલ પ્રતિષ્ઠિત માસિકોમાં પણ નિર્માલ્ય કવિતા પુષ્કળ જોવામાં આવે છે. કોઈક રસિકે એવી કવિતાને " લવિતા " નામથી ઓળખવાનું સૂચન કર્યું હતું, તે સ્વીકારવાની જરૂર લાગે છે. નામની પાછળ પૂંછડાં હોય, તેથી નામધારીની કવિતા સારીજ હોવી જોઈએ, એમ માની લેવાનું નથી.

કલાપીની બધી કવિતા સરખા મહત્ત્વની નથી, અને કોઈ પણ કવિતા હોઈ શકે નહીં. પણ કલાપીની કેટલીક કવિતા ઉપર અમરતાની છાપ છે. કેટલીક પંક્તિઓ તો એવી મનોહર છે, કે જે ગુજરાત કદાપિ ભૂલશે નહીં.

ભાવનગર,
તા. ૧-૫-૧૬.

મણિશંકર રત્નજી ભટ્ટ.

કલાપીનો કેકારવ



સ્વ. રાજકવિ કલાપી.

# कलापीने सम्बोधन.

---

સુરતાની વાડીના મીઠા મોરલા !
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા :
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

આંજે ને અજવાળે આંખડલી સખી :
અન્તર ઉપર ઉઘડે આલમનૂર જો !
" હેત દયાનાં વહતી વાજે વાંસળી " !
ઉડે સ્વર આકાશે અન્તર દૂર જો !
સુરતાની વાડીના મોંઘા મોરલા !

નન્દનવનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો !
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

"તત્ સવિતાનૂં ભર્ગ વરેણ્યં ધીમહિ !"
ગાયત્રીનો જૂનો ભેદક મન્ત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથૂં નમે :
નમતો સાથે આત્માનો એ તન્ત્ર જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

---



સ્વ૦ કલાપીનાં સ્નેહરાજ્ઞી શ્રી મોંઘીબાઈ.
( શોભના. )

[illegible] Press-Ahmedabad

# अर्पणपत्र.



પરમ પૂજ્ય બાઈ સાહેબ મોંઘીબાની પવિત્ર સેવામાં,

લાઠી.

બાઈ સાહેબ,

આપ સ્વર્ગવાસી કલાપીનાં સ્નેહરાજ્ઞી છો, અને આ કેકારવ
પ્રથમથી આપનેજ સમર્પિત છે, એ વૃત્તાન્ત ગુજરાતી
સાહિત્યના ઇતિહાસમાં નોંધાવા માટે પ્રસિદ્ધ
કરવાની રજા આપી આપે મને કૃતાર્થ કીધો
છે; અને તે માટે હું પોતાના તરફથી
અને આ પ્રસંગે તો ગુજરાત
તરફથી પણ આપનો
ઉપકાર માનૂં
છું.

આપનો આભારી સેવક

ઇ. સ. ૧૯૦૩. મણિશંકર.

## "કેકારવ" ની સચિત્ર આવૃત્તિમાં આવેલાં ચિત્રોની અનુક્રમણિકા.



——:*:——

# પત્ર ૧ લો.

" મારી કથા કહું ? મને ખાત્રી છે, કે તમારી દયા પામીશ. પણ કહીશ, પણ ટૂંકામાં કહીશ. હૃદય હૃદયને એટલેથી એ સમજી જશે.

" હું ક્યારે પરણ્યો, તે તમે જાણો છો. લગ્ન પછી બીજે જ દિવસે મારા મકાન નીચે ચાલી જતી છ સાત વર્ષની મેં એક છોકરી જોઈ. મારા માસ્તર જાની પણ તેનેજ જોઈ રહેલ. તે દૃષ્ટિ બહાર થઈ. પણ હૃદય તે મધુર નિર્દોષતાની મૂર્તિથી દૂર ત્યારેજ થઇ શકતું નહતું. મને કાંઇ શરમ આવી. પણ જે લાવણ્યે મ્હારા હૃદયને રોક્યું હતું, તેણેજ મારા માસ્તરને પણ કાંઇ અસર કરી હતી. તેણે તેને બોલાવી. તે રમાની ન્હાની દાસી આ મારી શોભનાજ હતી. અમે તેની સાથે કાંઈ વાતચિત કરી. તે કઠોર કચ્છી ભાષા બોલતી હતી. પણ એ મ્હોમાં એ શબ્દો કેવા મધુર! એ આંખો ડરતી ડરતી કાંઈ મારી સામે જોતી હતી. હું તેની સામેજ જોઇ રહ્યો હતો. મેં કોઈ પણ બાલકમાં એવું માધુર્ય જોયું ન હતું. મારૂં હૃદય ત્યારથીજ તેના વડીલ પિતા જેવું બન્યું હતું. તે ગઇ. એક અજાણી છોકરી, માત્ર પાંચ મિનિટના સહવાસવાળી અભણ ખવાસની છોકરી ગઈ, અને મારૂં હૃદય કોણ જાણે કેવી રીતે સાથે લેતી ગઈ. વાત્સલ્ય શું, એ હું આ પહેલીજ વખતે સમજ્યો હતો. મારી સ્વર્ગવાસી માતા મને સાંભરી આવવા લાગી. તેનું હૃદય મારા પ્રતિ શું હતું એ હું આ પહેલીજ વખતે ખરૂં સમજ્યો. મારી આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. હું સોળ વર્ષનો હતો, પણ હજુ હું સ્ત્રી પુરુષના પ્રેમને સમજતો ન હતો. માતાની કેળવણીની એ અસર હતી. લગ્ન થયાં, પણ મને મારા અભ્યાસમાં નડનાર તે અરુચિકર હતાં. એ અરુચિ આ છોકરીને જોયા પછી ઉડી ગઈ. લગ્ને મને બે સ્ત્રીઓ આપી હતી, જેને હું સમજી શકતો નહિ. બેને ન્યાય આપવામાં પ્રેમ કરતાં વધારે મારૂં હૃદય રોકાયું હતું. પણ લગ્ને મને આ બાલકી પણ આપી હતી. રાજાના કુટુમ્બની એકથી વધારે

સ્ત્રીઓના પરિણામ રૂપે નિપજતી ખટપટ મારા ગૃહમાં મારી સંપ તરફની અભિરુચિને લીધેજ વહેલી આવી. ભલે આવી. રમાને હું સમજી શક્યો, અને આનન્દ થયો. * * * પણ હવે રમાને ત્યાં જમવા વગેરેની ગોઠવણ થતાં એ ખેદ અને એ આનન્દ બન્ને પેલી ન્હાની શોભના વિશેષ નિકટ આવવાથી ઉડી ગયા. * * * સૌથી વિશેષ કાંઇ એ તેની દાસીમાં હતું. તે મારી પુત્રી બની. કેવો નિર્મલ સ્નેહ ! હું તેને ગુજરાતી શિખવવા લાગ્યો. કેવું ચાલાક બાલક ! ત્રણ માસમાં તો તેની વાણીમાં કચ્છી પત્થરનો એક કાંકરો પણ ન રહી. તેને જોવામાં, તેને રમાડવામાં, તેને ભણાવવામાં, તેની ન્હાની ન્હાની હોંશો–માગણીઓ પૂરી પાડવામાં મારો બધો આનન્દ હતો. બે વર્ષ આમ વીતી ગયાં. હું પ્રવાસે ગયો. રમાનાં પત્રો સાથે તેનાં પત્રો પણ આવવા લાગ્યાં. મારી શિષ્યાનું પવિત્ર હૃદય વાંચતાં મને બહુ આનન્દ થતો. તેનો અભ્યાસ જારી રાખવા હું તેને અને રમાને લખતો. પ્રવાસ પૂરો થયો. તે કન્યામાં હવે શરમ આવી હતી એમ દેખાતું હતું, પરંતુ એ શરમ અમારી પવિત્ર ભાવના પાસે આવી શકતી નહીં. માધુર્ય વધ્યું હતું. ખેંચાણ વધ્યું હતું. રાતદિવસ જ્યારે હું શયનગૃહમાં હોઉં ત્યારે તે મારી પાસે પડી રહેવા લાગી. હું તેને કાંઇ વાંચતાં અને વાર્ત્તાના કરુણ ભાગોમાં રોતાં કેવા આહ્‌લાદથી જોઇ રહેતો ! પણ મારા મનમાં એક ચિંતા જન્મી હતી. આ રત્ન તેની જ્ઞાતિમાં ક્યાં આપવું ? મેં એક છોકરો બોલાવ્યો, અને તેને ઇંગ્રેજી ભણાવવાનું શરૂ કર્યું; કેમકે તેણે ગુજ-રાતી પાંચ ચોપડીઓ પૂરી કરી હતી. પણ વિદ્યા મૂળ સ્વભાવ ભાગ્યેજ ફેરવી શકે છે. તે છોકરો નિમકહલાલ પણ સખ્ત દિલનો હતો, તેવોજ હમણાં પણ અહીં મોજુદ છે, અને હજુ અહીં ભણ્યા કરે છે. એ બે વચ્ચે કાંઇ લાગણી જાગી શકી નહીં. ઉલટો તે છોકરાના મનમાં અમારા સમ્બન્ધ વિષે કાંઈ વહેમ આવવા લાગ્યો. એકાદ વખત શોભનાને કાંઇ બહાનું કાઢી ધમકાવી, ગાળો દીધી. પહેલીજ વખત તે સમજી, કે દુનિયા પવિત્રતાને અપવિત્ર માની શકે છે. બન્ધુ, તે બાળાનાં તે દિવસનાં આંસુ હું ભૂલી શકીશ નહીં. મેં તે

અશ્રુ ચૂમી લીધાં, તેને શાન્ત કરી. પણ હજી હું તેને એક પુત્રી જેવીજ જાણુતો હતો; અને તેના મનના ભાવ પણ તેવાજ નિર્મળ હતા. આવી રીતે પણ કેટલાક દહાડા ચાલી ગયા. પણ હવે વાતને ટૂંકી કરીશ. આજથી પાંચ વર્ષ પહેલાં મારો પગ મરડાઇ ગયો હતો. મને તાવ ચડી આવ્યો હતો. રાત્રિએ રમા કોઇ બાઇઓ મહેમાન પાસે બેઠી હતી. શોભના અને હું એકલાંજ એક ઓરડામાં હતાં. તે મારૂં માથું ચાંપતી હતી. તે હવે છેક બાળક ન હતી; બહુ કાળ-થી ન હતી, હું તે સમયનું વર્ણન આપી નહીં શકું. આપ સમજી શકશો. જ્યાં વિશેષ જાણવાનું હોય, ત્યાં હવે પછીની વાત " હૃદય ત્રિપુટી " કહેશે.

" પણ નીતિ અને પ્રેમના ખેંચાણમાં કાંઈ પણ નિર્ણય વિના બે વર્ષ વીતી ગયાં. નીતિ જીતી હતી, અને અમે પવિત્રજ રહ્યાં છીએ. અંતે તો—

" ત્યાં બારી એક ગૃહની ઉઘડે જરાક,
ડોકાય છે સ્મિતભર્યું મુખડું રમાનું; "

એ સમય આવી પહોંચ્યો. પણ જે વહેલું સમજવાની જરૂર હતી, તે માત્ર વધારે દુઃખ દેવા હવે સમજાયું કે, પ્રેમમાં બધી નીતિ સમાઇ જાય છે. હૃદયના ઐક્યમાં શરીરનો સ્થૂલ સમ્બન્ધ પણ પુણ્યરૂપજ બની રહે છે. મેં તે બાળાને બહુ દુઃખ આપ્યું હતું અને વ્યર્થ આપ્યું હતું, એ સમજાયું. તે દિવસને પણ હવે તો ત્રણ વર્ષ વીતી ગયાં. તે બાલા અન્યની પણ થઈ, કરાઈ. આ સમયમાં હૃદય પર શું શું વીતી ગયું, તે લખવાની જરૂર છે ? મારી કવિતાઓ બસ નથી ? કશો સંકોચ નથી, કશો ભય નથી, આ વાત કહેવામાં કશુંજ છુપાવવાની ઇચ્છા નથી. પણ આ વાત કહેતાં હું મારા વિચારો-ને બરાબર ગોઠવી શકતો નથી. દર્દ રોવામાંથી જે કાંઈ આરામ મળતો, તે પણ હવે તો ગયોજ છે. હવે તો સંસારને કોઈપણ એક કિનારે આ હૃદય આવી પહોંચ્યું છે. સૌન્દર્યનો ભોગ ખોવાઈ જતાં દરેક ભોગવિલાસના ત્યાગ તરફ હૃદય ખેંચાયા જાય છે. એક ઘા,

એક ટકોરાનીજ અપેક્ષા છે. કુદરતે પકવ કરી રાખેલ ફળ લતાને જરાજ કમ્પ આપતામાં ખરી પડશે. તે કોઈ ચાખનાર નથી; પોતાની મેળે સડી જશે, અને ધૂળ સાથે ધૂળ બની ભળી જશે. એ નિર્માણ પણ બહુ સુંદર છે. "

કાન્તને પત્ર, તા. ૧૧ : ૧૨ : ૯૭.

---

## पत्र २ जो.

" મારે માત્ર સહેવાનું રહ્યું છે, તે બહુ લાગતું નથી; પણ કાંઇ લાગે છે તે જૂદુંજ છે. જે બાળા કોઈ વખતે મારી શિષ્યા હતી, કોઈ વખતે પ્રિયા હતી, તેના આત્માનો વિકાસક્રમ શી રીતે ચાલે છે, તે જોવાની અને તેમાં કાંઇ મદદ કરવાની, તેને મારી સાથે દોરી જવાની મારી બધી આશાઓ તૂટી પડી છે, એ બહુ લાગે છે. તે બિચારી શી રીતે સહન કરી શકશે ? તેની પાસે પુસ્તકો નથી, કે નથી કોઈ હૃદયને ઊપાડનાર મિત્ર. જે ઔષધ મને મળે છે તે તેને કોણ આપે ? * * * કદાચ મને શાન્તિ મળશે પણ ખરી; પણ જ્યાં હું ઉભો હોઉં ત્યાં તે ન હોય, જ્યાં તે હોય ત્યાંથી એક તસુ પણ ઉપર લેવાને મારી પાસે કશું સાધન ન મળે. અરે ! તે નિરંતર સળગતીજ રહે, એ તો મને ગમે ત્યારે એ કેમ લાગ્યા વિના રહેશે ? "

કાન્તને પત્ર, તા. ૨૬ : ૧૨ : ૯૭.

---

## पत्र ३ जो.

" તમને આ વાંચીને બહુ ખેદ થશે, પરન્તુ સર્વની પરવાનગી પછી, એના માલેકોની ઇચ્છા પછી, મેં ગઇ કાલે શોભનાને મારી કરી છે. દુનિયા બહુ બુરૂં કહેશે. પરમાત્માનો ઇન્સાફ તો મૃત્યુ સુધી રાહ ન જોવા માટે જે થાય તે ખરો; પરન્તુ તમને તો બહુ ખેદ થશેજ. પરંતુ ઝિંદગી એવી બૂરી લાગતી હતી, અને ધીમે ધીમે દદ એવું થતું જતું હતું, કે મને એ સાહસ કરવુંજ ગમ્યું ! પ્રભુ તે કાર્ય પર કૃપા અને ક્ષમાની દ્રષ્ટિથી જુઓ ! "

કાન્તને પત્ર, ૧૨ : ૭ : ૯૮.

## પત્ર ૪ થો.

લાઠી, તા. ૩૦ : ૧૦ : ૯૭.

"પ્રિય મણિભાઈ,

"મ્હારા પત્રમાં આપે કાંઈ વધારે આશા જોઈ હોય, તો હું તે બરાબર લખી શકયો નહિ હોઉં. મ્હારા હૃદયમાં વધારે ત્વરા છે, પણ આશાને બદલે વધારે તો નિરાશા છે. રમા આપના પરિચયમાં આવે, આપણે ત્રણ શોભનાની વાતો કરીએ તેટલા પરિચયમાં આવે, તે એટલી ઉદાર થાય કે મ્હારી ઇચ્છાને આનંદથી અનુસરે, એ બધું આ જન્મમાં તો નહિ થાય. એજ માર્ગ લેવાનો હોય તો મને આશા છોડી દેવાનું કહો. નિરાશ હૃદય, સૌ પાસાથી નિરાશ હૃદય પોતાને રૂચતું કરે તેમાં તેને છૂટું મુકો. એકની એક વાત લખતાં મને હવે અણગમો થાય છે, અને કદાચ આપને પણ સાંભળી સાંભળી તેમજ થતું હશે. જેનો અંત કાંઇજ નહિ તેની વાતો શી? મ્હારા યશની, કીર્તિની મને કાંઇજ દરકાર નથી. દુનિયાની વાતો કે દુનિયા કોઈને કયાં સ્પર્શ કરી શકેછે? એ તો શું છેક નકામી દરકાર નથી? પણ આપને મ્હારા યશની દરકાર છે, તો તે પણ સાચવી શકાય ત્યાં સુધી ભલે સચવાતો. રમાની તૃપ્તિ ખાતર ખરૂં જોતાં મેં કાંઇજ નથી કર્યું. તેની તૃપ્તિમાં હું મારીજ તૃપ્તિ જોઈ શકતો, અને જે થયું તે બધું થયું. તે તૃપ્તજ રહેવી જોઈએ? અત્યારે કયાં તૃપ્ત છે? અને એમ છતાં હું આમ કહું છું ત્યારે પણ તેની ખાતર જીવ આપી દેવાની ઇચ્છા થઈ આવે છે. પણ તે એ તે કયાં લે છે? મ્હારી બાજી અત્યાર સુધી સુધરેલી છે એમ આપ માનો છો, પણ આથી વધારે બગડેલી બાજી કઈ હશે? રમા આપને કદાચ મળશે, કદાચ ગુરુ તરીકે આપને પૂજશે, પણ એ હૃદય કદિ પણ કયાંએ પૂર્ણ શ્રદ્ધાળુ નહિ થાય. એની શ્રદ્ધામાં મને આશા નથી. હું એકલો થાકી ગયો નથી; તે પણ મ્હારી આવી સ્થિતિથી અને તેની પોતાની હાલની સ્થિતિથી છેક થાકી ગઈ છે. આમ કે તેમ કાંઈ છેડો લાવવા, આજ કાલમાં લાવવા મ્હારૂં હૃદય પુકારી ઉઠયું છે, અને રમા પણ કાંઇ ઉતાવળ બતાવે છે. આ વાતનો અંત કયાં? વગર વાંકે મળેલી

શિક્ષાનો છેડો ક્યાં? શું એ છેડો ખરૂં જોતાં કેદીનાજ હાથમાં નથી? મને કોઈ અમુક સમય બતાવી શકશે? રમા પાસે પણ મેં મ્હારૂં હૃદય ખુલ્લું મૂક્યું છે. વર્ષો થઇ ગયાં કશી દયા મળી નથી, એક પણ લાગણી મ્હારા વિચાર તરફ વળી નથી, નબળાઈની એવી એક પણ ક્ષણ આવી નથી. હવે નહિ આવે. આવશે તો તેને કેટલાક યુગો જોઇએ. યુગો સુધી હવે હું રાહ જોવા માગતો નથી, જોઇશ નહિ. મ્હારો સવાલ તો આજે કાંઈ થઈ શકે તેમ છે? કાલે કાંઈ શકે તેમ છે? એ છે. મને મ્હારી થયેલી તે આપો, એ હું ક્યાં કહું છું? મને કોઈ વહેલી નિરાશા પણ નહિ આપો? મ્હારે માટે મ્હારાં બધાંએ નિરંતરનું સહન કરવુંજ નિરમ્યું છે, એ જાણી મને બહુ આનન્દ થશે. મેં બધી આશાઓ રાખી હતી. આવતા જન્મ જેવી જુઠી જુઠી આશામાં એ આનન્દ માન્યો હતો. લાંબી આશા હવે નથી જોઈતી. એ લાંબી આશાઓમાં કશો સાર નથી. 'Nothing venture, nothing have.' કાંઇ સાહસની જરૂર છે. ડહાપણથી હું કંટાળી ગયો. પણ આપ કહેશો, ઇચ્છશો, તેમજ રહેવાશે ત્યાં સુધી રહીશ. હવે તો છેલ્લીજ વખત બધું કહી દેતો હોઉં એમ લાગે છે, અને કહેવાનો કાંઈ આરો નથી. આપનું જે થયું છે તેનું આપ જાણો."

આપનો
સુરસિંહ.



## पत्र पांचमो.

લાઠી, ૬ : ૧૧ : ૯૭.

"વ્હાલા મણિભાઈ,

"કાંઇ નિરાકરણ, કાંઈ અંત–નિરાશામાં કે ઇષ્ટપ્રાપ્તિમાં, ગમે તેમ પણ આ લાંબાં વર્ષોની આશાનો હવે નિકાલ, તેને માટે રમા અને હું બંને બહુ દિવસથી આતુર છીએ. રમાને આ શિર પર લટકતી તલવાર અસહ્ય લાગે છે, અને બહુ ઉદાસ રહે છે. તેની અને

મ્હારી પોતાની ઉદાસીનું મ્હારા હૃદયમાં કાંઈ બહુ દર્દભર્યું મિશ્રણ ઘોળાયા કરે છે. મને કશા ઉદ્યમમાં રસ પડતો નથી. શાન્ત વિચારમાં રહેવા ટેવાએલું હૃદય તે ક્યાંએથી મેળવી શકતું નથી, અને ઝિન્દગી એક મ્હોટા બોઝા રૂપ થઈ પડી છે.

"અમે કાલે રાત્રે અમુક અંત પર આવવાના વિચારોમાં ત્રણ ચાર કલાક બેઠાં હતાં. સહજ વાતોમાંથી ગંભીર વિચારોમાં આવી પડયાં હતાં, અને કશા અંતપર આવ્યાં નથી—આવી શકયાં નથી. હું નથી આવી શકયો—પરન્તુ નિકાલનો એક માર્ગ શોધાયો છે. એ માર્ગ, ફેંસલાનું એ બિંદુ શોભાના અને હું જૂદા પડ્યાં તેજ દિવસે મળી ગયેલ હોત, એમજ થવું જોઈતું હતું; તેને આટલાં વર્ષો થયાં તેથી મ્હારી ચોક્કસ વિચારો પર વિચાર કરવાની બુદ્ધિનું બહુજ હલકું મત બંધાયા વિના રહેતું નથી. મને લાગી આવે છે કે હું ગમે તેવાં ભવ્ય પણ વ્યર્થ સ્વપ્નોનો આદમી છું; દુનિયામાં જેની બહુ જરૂર છે તેથી હું હતભાગી છું. પણ તેને માટે કશું દુઃખ નથી; હું મ્હારા સ્વપ્નમાં સુખી છું. તે સંબંધે ફરીયાદ કરવા જેવું કાંઇજ નથી.

"પણ, કાળ જવાથી ચાલતી બાબતમાં હું વધારે મુશ્કેલીમાં આવી પડયો છું. એક બિના એવી બની ગઇ છે, જેણે મ્હારી બાલાને અન્યની બનાવી દીધી છે. પરન્તુ કાળ જવાથી કાંઈ લાભ પણ થયો છે. અમારા પ્રેમની કસોટી લેવાઇ છે. જે પ્રેમમાં બલ વાપરી શકે છે તેજ પ્રેમને લાયક છે. હું શું કરી શકીશ, અને જેને મ્હારૂં હૃદય અર્પાયું છે તે શું કરી શકશે, અમે બંને શું કરી શકીએ છીએ, તે નિરૂપવાનો અમને સમય મળ્યો છે. આયાસે પ્રાપ્ત થયેલ બંનેને મધુતર થઇ પડશે—જો પ્રાપ્ત થશે તો.

"બધી બાબતોને, બધાં સ્વપ્નને કોરે મૂકી 'તે મને ચાહે છે?' એ પ્રશ્નનું સ્પષ્ટ ઉત્તર મને મળવું જોઇએ, અને 'હું તેને ચાહું છું?' તેનું સ્પષ્ટ ઉત્તર તેને મળવું જોઈએ. એટલું થયા પછીજ કાંઇ ગતિ કરવી યોગ્ય ગણાય. મ્હારા સિવાય અન્ય કોઈ તે ઉત્તર

મેળવી શકશે નહિ. મ્હારે એક વખત તેને મળવું જોઈએ. રમા તેવી સગવડ કરી આપશે. જે આનન્દ અને જે મુશ્કેલીઓ અમે સાથે રહીએ તો અમને મળે, તે બધું મ્હારે તેને સ્પષ્ટ સમજાવવું જોઈએ. તે કેટલી તૈયાર છે અને હું કેટલો તૈયાર છું, તે ત્યારેજ જાણી શકાય. તેને મળવું એ બરાબર, પરંતુ તે તૈયારજ છે એમ સમજી મ્હારે મ્હારી બધી તૈયારી કરી લીધા પછીજ તે પ્રસંગ યોજવો જોઈએ. તેને વ્યર્થ જખમ હવે ન આપવો જોઈએ.

"તે તૈયાર છે એમ સમજતાં મ્હારે કેટલીક તૈયારી રાખવી જોઈએ, તેના વિચાર પણ મેં બિછાનામાં ઘોળ્યા હતા."

"તેનો પિતા, તેનાં સંબંધીઓ, ખવાસ જેવાં હલકાં નથી, અને શોભના મારી થાય છે, એટલું સમજાતાં આબરૂની ખાતર તેઓ તેનો પ્રાણઘાત કરે તેવી લાગણીના તેઓ છે. તેણે 'હા' એટલું કહ્યું તે ક્ષણથીજ તેને મારી કરી લેઈ તેના શરીરને સહીસલામતીમાં મુકી દેવું જોઈએ. મ્હારા પોતાના અંગ પર કશો ઘસારો થાય એ ન બને તેવું છે; અને બને તો માણસ સામે માણસ હોય તેમાં કશો વિચાર કરવા જેવું નથી. મારા પર આવનાર જેટલો સહીસલામત હશે તેટલો તો હું હઇશજ. અમે બંને સહીસલામત હોઈએજ, તેમાં કશી શંકા રાખવા જેવું નથી. પરંતુ એક બીજોજ વિચાર કરવાનો છે. તેઓ કદાચ આત્મઘાત કરે. તેને માટે વિચાર કરવા હું બંધાયો છું ? ત્યાં રાજ્યનો કાયદો જેટલી અન્ય માટે સંભાળ રાખે છે તેટલી રાખતોજ હશે, અને વિશેષમાં મારી પણ ખાસ સંભાળ હોયજ. તેમ છતાં એવું કાંઈ બને તો આબરૂ સિવાય કશું જાય તેમ નથી; અને તેની તો પરવા બહુ કાળથી ખોઈ છે. હું આ વાત આટલી હલકી ગણું છું એમ આપ માનશો નહિ. મારી શોભના તેનાં પોતાનાં રક્તનાં સંબંધીઓનાં રક્તમાંથી મને મળે એ મને કેટલું દુઃખકર થાય ! પણ એની બધારે દરકાર રાખવા, એમ થતું હોય તો મ્હારે અટકવુંજ જોઈએ એવો ક્ષણવાર વિચાર કરવા, હું બંધાયો નથી, એમ મને લાગે છે. અને તે ન જ બને એવી બધી બાબતોમાં-એ બનેજ તો ભલે બને, એવા નિર્ણય પર હું આવ્યો છું.

" નિર્ણય કાંઇ ઘાતકી લાગતો હશે. પણ એમ નથી. મને એ લોકો પર બહુ દયા છે. કાંઈ ડર છે તે વિશેષ તેના પિતાનો છે. તેનો પિતા કેવો હતો ? અને કેવો છે ? યૌવનમાં છેક વ્યભિચારી હતો. અત્યારે જ્યારે દાંત પડી ગયા છે, ત્યારે પણ પોતાની પુત્રી જેવડી સ્ત્રી હમણાંજ પરણી આવ્યો છે. પોતાની જુની સ્ત્રીથી અસંતુષ્ટ હોય તો પણ આવી વયે શું પુરુષો સ્ત્રી વિના નથી રહી શકતા ? આવી વર્તણુકના માણસને મારા આવા પ્રેમની આડે આવવાને કશોજ હક નથી.

"રમા મારી સાથે નહીં રહી શકે, એ તેનો નિર્ણય છે. મારાં બાલકો અને તે મારાથી જુદાં થશે? રમા ભલે જુદી થાય. તે શોભનાથી ડરે છે. મને તો એ બંને મારી સાથે હોય તેમાં ડરવા જેવું કશું ન જ લાગે, પણ રમા જેને પોતાની અને પોતાનાં બાલકોની સહીસલામતી ગણતી હોય તે મારે તેને આપવીજ જોઇએ. તે સંબંધે તેણે શું કરવું? તે તેની મુખત્યારી ઉપરજ રહેવું જોઇએ. હું તેના પતિ તરીકે આજ્ઞા કરૂં, તો તે અમારી સાથે રહે, પણ તે મેં કદિ કર્યું નથી અને કરી શકીશ નહિ. હા ! તે મને છોડી ચાલી જશે ? ઘડીક ઝિન્દગી કડવી થઇ જાય છે. મારી રમાના અશ્રુમાંથી મળતી મારી ગમે તેવી શોભના પણ મને આ આખી ઝિંદગી ત્યજી દેવા જેવી લાગે છે. નહિ, નહિ; તેનો વિયોગ આખી ઝિંદગી સહી લેવા જેવો લાગે છે. પરંતુ રમામાં મેં બહુ મોટી આશાઓ રાખી છે, અને હજુ રાખી શકું છું. શોભનામાં મારી કઇ ઉંચો આશા ન હોય? તે તેની દાસીજ રહેવાની. તેનું હૃદય રમાને પૂજતુંજ રહેવાનું. એને માટે મારા પોતાના હૃદય જેટલીજ તેની ખાતરી છે. તેને તેટલી ઉદાર તો બનાવી શકીશ.

" ગમે તેવું અજ્ઞાન આશક હૃદય ગમે તેવાં ગંભીર માશુક હૃદયને પણ પોતાનું ગાંભીર્ય સમજાવીજ શકે છે. પ્રેમ વધારે નહિ તો દયા તો મેળવેજ. દયા દર્દને સાંભળે તો છે જ. કર્ણ મળ્યો, સંભળાયું, એટલે શું નથી થઈ શકતું ? પ્રેમી સાથે હૃદયને મોકળું મૂકતાં આપણે બ્રહ્માંડના મધ્યબિંદુએ આવી જઈએ છીએ, જ્યાંથી સર્વ જોઇ શકાય છે, અને સર્વ બતાવી શકાય છે. શોભનાનું હૃદય કેમ ઉદાર ન થાય ? જ્યાં મારી દૃષ્ટિ પડે ત્યાં તેની કેમ ન પડે ? મારૂં

હૃદય અને મારો આત્મા મેં તેનાં કર્યાં છે કે નહિ ? જો કર્યાં તો બીજો સવાલ રહેતોજ નથી. અને પછી રમાના આવા ભ રમા કેટલા દિવસ ત્યજી દઇ શકશે ? ફરી અમારા મકાનમાં ર વસવા અમે નિત્ય તેના પગ પર આંસુ રેડીશું. એ અશ્રુ હૃદય હશે, તો શું રમા અમારાથી તસુ પણ દૂર વસી શકે ? તે એવી વિનાની નથી. તે મારી ફકીર છે. પણ તેનાથી પોતાનાં બા કેમ છોડયાં છોડાય ? હું તેના વિનાનું મારૂં ઘર કલ્પી શકતો પરંતુ હું પત્થર જેવો થઇને એવા નિર્ણય પર આવ્યો છું કે એ સુખી થાય. એમ થાય એજ ન્યાય છે. મારી રમાની ખાતર શોભનાને ઝિંદગીભર દુઃખમાં રાખવા મને કશો હક નથી. હું ક કરૂં અને તે બિચારી બાલા માટે એક પણ આશા નથી, ત્યારે રમા આશા છે. વળી રમા જાય એ મારી ઇચ્છા તો નથી જ. મારી ઇ તો એથી ઉલટીજ છે. રમા મારી સાથે છે તેમજ રહે, અને શો મારાથી દૂર અન્ય મકાનમાં રહે, એવી ગોઠવણ પણ રમા અ હું ધરૂં છું. એમ થાય તો મને પૂર્ણ સંતોષ છે. પરન્તુ અન્ય સ્ત્રી અને પછી એવી રીતે રહેવામાં કાંઈ રસ નથી, એમ તે માને છે માને છે કે અમુક સમયે મારી બદલાઇ ગયેલી લાગણીથી અને પોતાના જલદ સ્વભાવથી જુદાં થવાનુંજ પરિણામ આવે. આ તો રમાનો હઠ અને ટુંકી દૃષ્ટિ જોઉં છું. તેનો જલદ પણ શુદ્ધ સ્વ મને કદી આકરો લાગ્યો નથી અને લાગવાનો નથી, તેમ લાગણી અત્યારે પણ ફરી નથી, તો તેના આવા ઉપકાર નીચે અ પછી તો નહીંજ ફરે. હું હૃદય કેવી રીતે બતાવી શકું ? મારાથી માટે જે કાંઇ થઇ શકે તે કરવા હું તૈયાર છું. તો પછી રમા ત મારી ફરજ હું બજાવી ચૂકયો છું. અને લાગણી પોતાની ફરજ સુધી બજાવ્યા કરશે એવી આશા રાખું છું.

"હાલ તુર્ત રમાને આપ સમજાવી શકશો એવી આશા શો નહિ; અને શોભનાનાં સંબંધીઓ–રમાના એ નીમકહ પુરુષો કોઇથી પણ સમજે એ આશા રાખશો નહિ. રમા પોતે ને સમજાવવા મારી ખાતર તૈયાર છે, પણ તેની પોતાની એક

પણ બોલવા હિમ્મત નથી ચાલતી, કેમકે ત્યાં તેને બિલકુલ આશા નથી. તોપણ આપ આશા આપી શકતા હો, તો તેપર જીવવા હું તૈયાર છું.

"એક ગૃહસ્થ તરીકે આટલા વિચારો કર્યા પછી મારી રાજાની સ્થિતિની ફરજ તરીકે પણ બે વિચાર કરવાના છેઃ—

"રમાને દુઃખ અપાયું જાણી અહીંનો કામદાર બેદિલ થાય અગર ચાલ્યો જાય. રમા એમ થશે એમ માને છે. હું કાંઇ ચોક્કસ કલ્પના કરી શકતો નથી. મને એવો પણ વિચાર આવે છે કે તે મારો પક્ષ શા માટે ન લે ? તેને મારા જેવા અનુભવ છે. અન્યના પ્રસંગમાં આપવીતી ભૂલી જાય તો તેની એટલી બધી દરકાર શા માટે હોવી જોઇએ ? રાજ્યમાં કદાચ એક મોટો ફેરફાર કરવો પડે પણ તેથી શું ? એજન્સીમાં હું અસ્થિર વિચારનો કદી દેખાઉં તો તેથી પણ શું ? એજન્સી ઈશ્વર નથી. એ એક એવી તરવાર છે જે તેનાથી ડરનાર માટે તરવારજ છે, અને જ્યારે તેનો ડર ગયો ત્યારે એક નેતરની સોટી પણ નથી. રાજ્ય અન્ય કારભારીથી પણ ચાલી શકશે. હાલના કારભારીને આવી રીતે જવાનો કદાચ પ્રસંગ આવે તો મને દુઃખ થશે, પણ એ બહુ નથી. કારભારી ત રીકે તે જેવો કારભારી હતો તેવોજ રાખવા હું પોતે જ તૈયાર છુ.

"પરંતુ એક બાબત બહુ સખ્ત છે. મેં તો તેને પણ ફેંકી દીધી છે, પણ તેમ કરવામાં હું અંતઃકરણનો પ્રતિધ્વનિ મેળવી શક્યો નથી. ત્યાં હૃદય ચીરાતું હોય તો ચીરો ફેંકી દેવા પણ મારે તૈયાર રહેવું જોઈએ, એમ મને લાગે છે. જે કાળ ખોવા દીધો, તેણે એક આજ બિના ઉત્પન્ન કરી છે, અને તેજ મોટી અને જરા ડેરવા જેવી છે. અહીં ધર્મસંકટ છે.

"અન્યની સ્ત્રીને ઉપાડી જનાર રાજા પ્રજાને કેમ ન્યાય આપી શકશે ? પ્રજા એવા રાજા પાસે શી આશા રાખી શકે? મને તેમ કરવાને શો હક છે ? હું નબળો બેદરકાર રાજા છું, મ્હારા રાજ્યમાં નિત્ય કેટલા અન્યાય થતા હશે, તે પણ કદાચ હું જાણતો નહિ હોઉં

એવો મૂર્ખ છું. છતાં અન્યાય થતો હું જોઈ શકતો નથી, અ અન્યાય કરતાં મને અત્યંત ત્રાસ આવે છે. આ બિના કાયદા આગ મૂકી હોય–તેનો વર ન સમજે તો જે બનવા સંભવ પણ છે– ચુકાદો મારા ગેરલાભમાં થાય. અન્યની બાબતમાં હું પોતે પ તેમજ કરૂં. ત્યારે મારા સ્વાર્થની ખાતર કે શોભનાની ખાતર પ હું અન્યાય કરૂં ? મારે હાથેજ જાણી જોઈને હું અન્યાય કરૂં સમાજના ધારાને જોતાં તો તેમ કરવાને હું અધિકારી નથી. પર સમાજ કરતાં ઈશ્વર મોટો છે. પ્રભુ પાસે આ હકીકત મૂકાય તો મારૂં કૃત્ય વાજબી ન ગણાય ? તે બાલાની ખાતર જાન આપ કોણ તૈયાર છે? તે બાલા કોને ચાહે છે ? તેનો હાથ કોને સોંપ જોઈએ? શું સમાજે મારૂં જે હતું તે લૂંટી લીધું નથી ? અન્ય મને વધારે નથી મળતો ? તેનો એ પતિ શું આબરૂની ખાતર પોતાનો દાવો આગળ કરતો નથી ? એથી વિશેષ શું ? તેની સ્ત્રી ર ચાહે છે, એટલું જાણતાં તો તે તેનો નાશ કરવા તૈયાર થશે. પ્રેમ ક છે? પ્રેમના પદાર્થને શું દુનિયાની ઉપાધિ લુટી જશે ? મને મા હક તે બાલા પર વધારે લાગે છે. મારૂં અંતઃકરણ પણ એવી સાક્ષી પૂરે છે. મને લાગે છે કે, મ્હારી પ્રજાને એ પગલું ભ પછી પણ હું અત્યારે ન્યાય આપું છું તેવોજ આપી શકીશ. લો અન્યથા દેખશે તો ભલે દેખે. લોકો શું જુવે છે તે જોવાને બંધાયો નથી. એઓ જે જુવે છે, તે ખોટું છે, એટલું હું હમણાં રા છું તેથી વિશેષ કાળજી રાખીને બતાવી આપીશ. પણ આમાં ર વાત હજુ છે જે હૃદયમાં ખટકે છે. હું શોભનાને મેળવવામાં મા રાજાની સ્થિતિનો ઉપયોગ કરૂં છું. અન્ય કોઈ કદાચ તેમ ન ક શકયું હોત. પણ જે સ્થિતિએ મને ખરૂં જોતાં બધી મુશ્કેલી નાંખ્યો છે, તે શું એક વખત પણ હૃદયની વાતમાં ઉપયોગી થાય ? એ સ્થિતિનો ઉપયોગ કરવામાં અન્યાય શું છે ?

"પરંતુ કદાચ આ બધા માંહેનું કશું જ ન બને, કદા આમ થશે અને તેમ થશે એ બધી કલ્પના જ હોય. હું તો ર બધા વિચાર કરતો ન હતો, એ વિચાર મને આવતા ન હત

હું જાણતો હતો અને હજી જાણું છું કે દુનિયાનાં તોફાન પોતાની મેળે શમી જાય છે, અને જો તોફાન આવશે તો તેનું ત્યારે જોઈ લેવાશે. રમાએ આ વિચારો આપ્યા છે. તેણે આપ્યા તેનો મેં નિકાલ કરી નાંખ્યો. પરંતુ તે સાચી છે. આ બધા વિચારો કરવાની જરૂર હતી. આપ પણ કરશો.

"પણ તે બાલાનું હૃદય મને નહીં ચાહતું હોય તો? મારા તરફ હવે તેને ધિક્કાર આવ્યો હશે તો? અહો! એક વખત જેને હૃદય ચાહતું તેને છેક ધિક્કારવા જેવી સ્થિતિ કેટલાં દર્દો પછી આવે છે? મને તે સ્થિતિનો અનુભવ નથી, પણ હું કલ્પી શકું છું કે પ્રેમ ધિક્કાર થઈ જાય ત્યાર પહેલાં હજારો વખ્ત હૃદય ચીરાઇ જતું હશે. એ ધિક્કાર કેટલો બધો ચાહવા જેવો છે? અને હું તો એ ધિક્કારને લાયકજ છું. કદાચ દુનિયાદારીની શરમથી હવે તે મારી થવા નહિ ઇચ્છે એ સ્થિતિમાં તેને મૂકનાર હું જ છું. તેને માટે હું સિવાય બીજા કોને શિક્ષા થવી જોઈએ? તે મને ચાહતી એ માનતાં મને બહુ વર્ષો જોઇશે, ને એટલું સમજાયા પછી એ શું? હું તેને નહિ ચાહતો હોઉં, એ આ ઝિંદગીમાં ન બને તેવું લાગે છે. હું તેનો ફકીર થઈ રહીશ, બધા સ્થૂલ વૈભવને ફેંકી દઇશ. તેની એક છબી રમા પાસેથી માગી લઇશ. શું રમા મને છેલ્લે એટલું નહિ કરાવી આપે? મારાથી જીવાશે તેટલું હું જીવીશ. નહિ જીવી શકાય તો મરી જવું એ વાત બહુ ટૂંકી છે. પણ શા માટે મરીશ? મારી ઝિંદગી રસ વિનાની નહિ હોય.

"મેં આપને બહુ ઉપાધિમાં નાંખ્યા છે, પરંતુ 'યારો મસ્તોની ખુવારીની તૈયારી છે.'

"આનો ઉત્તર લખવા આપ ચિંતામાં પડશો નહિ. કાંઇ ચોક્કસ વિચારો આપને આપવાનું પ્રાપ્ત થતાં તે મેં કર્યું છે. હું ફરી ઉતાવળ કરૂં છું, એમ માનશો નહિ.

સર્વદા આપનો
સુરસિંહ.



# કથામંજરી-ભાગ પહેલો.

(સોનેરી નામનું સુંદર પુંઠું—કિંમત—રૂ. બે.)

પહેલા કોઈ સંગ્રહમાં ન આવેલી વિદ્વાન્ લેખકોની ખાસ ચુંટી કાઢેલી સ્નેહજીવનની નીચેની **સોળ વાતો** પુસ્તકમાં છેઃ—

**૧ વેષધારી.** ( રા. રા. છગનલાલ હરિલાલ પંડયા; બી. એ.), **૨ તારાનું અભિજ્ઞાન.** ( રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ ), **૩ એક રાત્રી.** ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર ), **૪ અપરિચિતા.** ( રા. રા. ભગવાનલાલ ગીરજાશંકર ભટ ), **૫ મણી.** (રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ), **૬ વીસમી સદીની શકુંતલા.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ) **૭ દોલત** ( સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઈ મહેતા; બી. એ. ) **૮ સુમનનો સંતાપ** ( રા. રા. ઈન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલએલ. બી. ) **૯. લગ્ન.** ( સૌ. શારદા મહેતા; બી. એ., ) **૧૦ "ગરબાવાળી."** **૧૧ પૈસો કે પ્રેમ?** (રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ.) **૧૨ વિચિત્ર સ્વયંવર. ૧૩ રેણુકા.** ( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ), **૧૪ સ્નેહ પહેલાં કે સાન ? ૧૫ પ્રિયબાલા.** ( રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ ) **૧૬ લલિત-માધુરી.** (રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી સ્નેહવાર્તા. )

આ પુસ્તક મુંબઈ યુનિવર્સિટીએ ૧૯૨૩ ની સાલની સ્કૂલ-લિવિંગ મેટ્રીકની પરીક્ષામાં ટેકસ્ટબુક તરીકે પસંદ કર્યું છે.

---

# ધર્મપાળ.

( બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા ). ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનું દિગ્દર્શન કરાવનાર ઐતિહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે. અંગ્રેજી સાહિત્યમાં મિસર અને બાબીલોનના પ્રાચીન ઇતિહાસના આધારે ઘણી નવલકથા રચવામાં આવી છે, અને તેથી સભ્ય જગતમાં એ બન્ને પ્રાચીન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરી ગઈ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરી લખવામાં આવેલી હોવાથી તેની વસ્તુસંકલના અત્યંત ઉત્તમ હોવા ઉપરાંત તદન નિર્દોષ છે. પાકું પુંઠું છે. કિંમત રૂ. ૨–૮–૦

---

# શુદ્ધિ પત્ર

## ( મહત્ત્વની ભૂલોનું )

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૨ | પષ્ટ | સ્પષ્ટ |
| ,, | ૨૩ | તે | ને |
| ૧૨ | ૨૨ | દદ | દદા |
| ૧ | ૧ | ઝાલમ | લાઝિમ |
| ,, | ૮ | ફરુ | ફરું |
| ,, | ,, | લિયાબાને | બિયાબાને |
| ,, | ૧૨ | પરેશાણુ | પરેશાની |
| ૪ | ૯ | હયું | હૈયું |
| ,, | ,, | અશુથી | અશ્રુથી |
| ,, | ૧૧ | અશુ | અશ્રુ |
| ૫ | મથાળું | તા | તારા |
| ,, | ૧૦ | માંલા | માલા |
| ,, | ૧૨ | કર્યં | કર્યું |
| ,, | ૧૭ | યેં | મેં |
| ૮ | ૨ | રહ્યં | રહ્યું |
| ,, | ૫ | સુભ્રૂ | સુભ્રં |
| ,, | ૯ | નિઠાસે | નિકાસે |
| ૮ | ૧૮ | સ્વ | સ્વ |
| ૧૯ | ૫ | પ્રહર્ષ | હર્ષ |
| ૨૧ | ૭ | દય | હૃદય |
| ,, | ૧૦ | સાધુ | સાધુ |
| ,, | ૧૭ | હ્રદય | હૃદય |
| ,, | ૧૮ | ઘુઘટ | ઘૂંઘટ |
| ૨૨ | ૮ | સો | સૌ |
| ,, | ૯ | વિદ્યુત | વિદ્યુત |
| ૨૪ | ૨ | શીતાળ | શીતળો |
| ૩૧ | ૨૧ | ન્યન | ન્યૂન |
| ૪૧ | ૧૪ | અશ્ર | અશ્રુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨ | ૯ | ભસ્મ | બની ભસ્મ |
| ,, | ૧૦ | દુઃખદાહ | દુઃખદાહ |
| ,, | ૧૩ | દ્વિધ | દ્વિધા |
| ૪૪ | ૭ | ફુભડાં | ફુલડાં |
| ૪૬ | ૧૬ | હમાર | હમારા |
| ૫૨ | ૧૯ | દે | દો |
| ૬૯ | ૭ | મેઘ | મેઘની |
| ૭૦ | ૧૮ | યઇને | થઇને |
| ,, | ૨૧ | રસ્ | રસ |
| ૭૪ | ૧૩ | નથી | પ્રીતથી |
| ૮૨ | ૯ | વેળ | વેળા |
| ૮૩ | ૮ | તે પ્રિયાની | તેની પ્રિયાના |
| ૮૭ | ૪ | દયન | નયન |
| ૮૮ | ૪ | વીણુ | વીણા |
| ૯૩ | ૧૩ | દુઃખકર | દુઃખકર |
| ૯૭ | ૩ | સજતો | સમજતો |
| ૯૮ | ૭ | અ | એ |
| ,, | ૨૨ | થોડ | થોડા |
| ૯૯ | ૧૧ | સમ શે | સમજશે |
| ,, | ૧૩ | તુ | તુજ |
| ૧૦૬ | ૪ | માંગ | માર્ગે |
| ,, | ૧૧ | અત્મા | આત્મા |
| ,, | ૨૨ | ત | તે |
| ૧૦૭ | ૧૯ | અ | અં |
| ૧૧૦ | ૬૦ | પ્રણુશ્રી | પ્રણુયી |
| ,, | ૧૨ | પ્રાઢ | પ્રૌઢ |
| ૧૧૬ | ૭ | હયાં | હૈયાં |
| ,, | ૧૯ | મમ | નામ |
| ૧૩૧ | ૩ | રમ | રમા |
| ૧૩૨ | ૧૧ | એમે | અમે |
| ૧૪૫ | ૪ | જલયાન | જલપાન |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૧ | ૧ | કયાથી | કર્યાથી |
| ૧૫૨ | ૧ | ની | નીતિ |
| ૧૫૭ | ૧૧ | જીતો | જોતો |
| ૧૫૮ | ૧૯ | ખર્ડું | ખર્ડું ને |
| ૧૬૦ | ૧૪ | પ્રિયુ | પિયુ |
| ૧૬૫ | ૬ | વઘક | વૈદ્યક |
| ,, | ૭ | કૂપી | કુંપી |
| ,, | ૯ | સારે | સારો |
| ૧૭૦ | ૧ | થાતા | થાતાં |
| ,, | ૧૪ | બલ વૃન્દ | બાલવૃન્દ |
| ૧૭૧ | ૨ | ઘસી | ઘુસી |
| ,, | ૧૩ | ક | કું |
| ૧૭૨ | ૧૦ | ઉબેડનારા | ઉખેડનારાં |
| ૧૭૪ | (મથાળું) | ટેલીયા | ટેલીયો |
| ૧૭૫ | ૮ | આવવો | આપવો |
| ૧૭૬ | ૧૩ | ચેટી | ચોટી |
| ,, | ૧૫ | સ્હેતા | સ્હેતાં |
| ૧૭૮ | ૧ | જહા | જહાં |
| ૧૭૯ | ૧૩ | વસન્તા | વસન્ત |
| ,, | ,, | રૂપાળો | રૂપાળે |
| ૧૯૪ | ૩ | કાં કીડીઓ | કાકિડીઓ |
| ૧૯૪ | ૧૬ | સુતા | સુતાં |
| ૨૦૦ | ૪ | દનો | દિનો |
| ૨૦૧ | ૪ | દગો | દૃગો |
| ,, | ૫ | એ | ને |
| ૨૦૪ | ૬ | દિલબર | દિલબર |
| ૨૦૫ | ૧૨ | છાંટી | પાસે |
| ,, | ૧૩ | કંઠ પાસે | છાંટી |
| ૨૦૬ | ૧૬ | હ્રદય | હૃદય |
| ૨૦૭ | ૧૮ | અશ્ર | અશ્રુ |
| ૨૦૯ | ૧૪ | હનદય | હૃદય |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૭ | ૮ | હૃદય | હૃદય |
| ૨૦૮ | ૧૦ | હૃદય | હૃદય |
| ૨૧૦ | ૨ | હવદય | હૃદય |
| ૨૧૧ | ૧૧ અને ૧૨ | હૃદય | હૃદય |
| ૨૧૨ | ૧ | ને | ન |
| ,, | ૯ | અ | આ |
| ,, | ૧૦ | હૃદય | હૃદય |
| ,, | ૧૩ | જીગરનો | જિગર તે |
| ૨૧૩ | ૭ | અહો ! | અહો ! એ |
| ૨૧૫ | ૧૬ | હવદય | હૃદય |
| ૨૧૭ | ૨૦ | પ્રિપ | પ્રિય |
| ૨૧૮ | ૮ | એ દિલ | એ મુજ દિ |
| ,, | ૧૧ | કાણુ | કોણુ |
| ૨૨૦ | ૯ | મેળદાસને | મૂળદાસને |
| ૨૨૦ | ૧૮ | પ્રિય | પ્રિય |
| ૨૨૦ | ૧૯ | ઠેરસે | ઠેરશે |
| ૨૨૧ | ૬ | બારણેથી | બારણે તે |
| ,, | ,, | મ્હારે | મ્હારે તો |
| ,, | ૭ | થાશે | થશે |
| ,, | ૧૦ | કૃપમ | ક્યમ |
| ૨૨૩ | ૭ | અકરંગી | એકરંગી |
| ૨૨૪ | ૧૨ | એ | એજ |
| ૨૨૬ | ૪ | હૃદય | હૃદય |
| ૨૨૮ | ૬ | જીવિક | જીવિત |
| ,, | ૧૮ | ઘઠે | ઉઠે |
| ૨૩૦ | મથાળું | મેન | મને |
| ,, | ૧૫ | હશ્ત | ૬ ત |
| ૨૩૧ | ૧૧ | દ ll | દયા |
| ,, | ૧૫ | ધડયાં | ધડક્યાં |
| ,, | ૨૦ | થશુ | બને |
| ,, | ૨૧ | આધરે છે | એ ધરે છે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૨ | ૧૦ | હયે | હૈયે |
| ૨૩૩ | ૨ | સાધવાનાં | સાધવાનાં |
| ,, | ૪ | મોહ | સહુ મોહ |
| ૨૩૫ | ૪ | ચકશો | શકશો |
| ૨૩૯ | ૨ | ગંદકી | ગંડકી |
| ૨૪૦ | ૨ | સ્થિતિન | સ્થિતિની |
| ,, | ૧૪ | હયું | હૈયું |
| ૨૪૧ | ૧૪ | ચિન્તા | ચિન્તા |
| ૨૪૪ | ૬ | ઉન્દારો | ઉદ્‌ગારો |
| ,, | ૧૬ | અદધિ | ઉધિ |
| ,, | ૧૮ | અસક્ત | આસક્ત |
| ,, | ૨૧ | ચક | ચક્ર |
| ૨૪૫ | ૬ | સનેહ | સ્નેહ |
| ૨૪૬ | ૩ | સ્થિર નહીં | નહીં |
| ૨૪૭ | ૮ | અમ | એમ |
| ૨૪૮ | ૫ | આર્જે | આજે |
| ,, | મથાળું | રૂણ | ઋણ |
| ૨૪૯ | ૬ | જૅ | જે |
| ,, | ૨૧ | નવ ભેદ | ભેદ |
| ૨૫૦ | ૮ | ખેચોં | ખેચ્યાં |
| ,, | ૧૭ | હસ્ત | હસ્ત |
| ૨૫૨ | ૧ | ભેંચાઇ | ખેંચાઇ |
| ,, | ૧૫ | કોને | તેને |
| ૨૫૪ | ૧૭ | મૂત્તિ | મૂર્ત્તિ |
| ,, | ૧૮ | હયાનાં | હૈયાનાં |
| ૨૫૫ | ૨ | બ્રહ્માંડ | બ્રહ્માંડ |
| ,, | ૨ | રહે | રહી |
| ૨૫૫ | ૬ | ચોઠી | ચોડી |
| ૨૫૬ | ૭ | એ | એજ |
| ૨૫૭ | ૧૦ | શ્વપ્ન | સ્વપ્ન |
| ૨૫૮ | ૧૦ | જૅ | જે |
| ,, | ૧૧ | ધણાં | ઘણાં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૭ | મખે | સખે |
| ૨૫૯ | ૪ | સાન્તિ | શાન્તિ |
| ,, | ૧૧ | શ્મરે | સ્મરે |
| ,, | ૧૨ | શ્થિતિ | સ્થિતિ |
| ,, | ૧૪ | આધિ | આધિ |
| ૨૬૦ | ૩ | શ્વાદ | સ્વાદ |
| ૨૬૨ | ૪ | દય | હૃય |
| ,, | ૯ | બની | બધીની |
| ,, | ૧૪ | નહીં | તહીં |
| ૨૬૫ | ૪ | ધડી | ઘડી |
| ૨૬૬ | ૧૪ | પ્રવિજ્ઞા | પ્રતિજ્ઞ |
| ૨૬૯ | ૪ | શહુ | સહુ |
| ,, | ૭ | વૃક્ષો અમરથી | વૃક્ષોથી અમર |
| ,, | ૧૯ | કવિનયથી | કવિનયનથી |
| ૨૭૦ | ૨ | સંચુ | ચંચુ |
| ,, | ૧૨ | શ્રષ્ટિ સધળી | સૃષ્ટિ સઘળી |
| ,, | ૧૭ | કણુ | કણુ પડે |
| ,, | ૧૯ | કુશુમ | કુસુમ |
| ,, | ,, | શું મૃદુતા | શુ ન મૃદુતા |
| ૨૭૧ | ૨ | મીડી | મીઠી |
| ,, | ૬ | હયુ કેમ | હૈયું કયમ |
| ,, | ૧૬ | પ્રેતિ | પ્રતિ |
| ૨૭૨ | ૨ | અકય | ઐક્ય |
| ,, | ૧૬ | સ્થલ | સ્થૂલ |
| ૨૭૩ | ૩ | આર્દ્ર | આર્દ્ર |
| ,, | ૨૧ | હૃદય | હૃદય |
| ૨૭૪ | મથાળું | મ્હોરી | મ્હારી |
| ૨૭૬ | ૯ | ક્રૂર | ક્રૂર |
| ૨૭૭ | ૧૧ | ચિંતા | ચિંતા |
| ,, | ૧૪ | સાની | શાની |
| ,, | ૧૬ | ખોલી | ખાલી |
| ૨૭૯ | ૮ | તહીં | તહીં |
| ૨૮૦ | ૧૮ | હૃદય | હૃદય |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૫ | ૧૩ | ાસન્ધ | સિન્ધુ |
| ૩૫૩ | મથાળું | નું | છું |
| ૩૫૫ | ૧૩ | છે | છો |
| ૩૫૭ | ૩ | પ્રયાશ | પ્રયાસ |
| ૩૬૨ | ૫ | સુણુતા | સુણાતા |
| ૩૯૩ | ૭ | અહોઅહો | અહો |
| ૪૦૫ | ૪ | સા | સો |
| ,, | ૬ | દૂર | દૂરે |
| ૪૧૩ | ૬ | શ્રમિન | શ્રમિત |
| ૪૧૯ | ૨૦ | ત્યાં | ત્યાં મુજ |
| ૪૨૧ | ૨ | ઉપર | ઉર |
| ૪૨૫ | ૧૪ | અ | એ |
| ૪૩૬ | ૪ | રૂ | રે |
| ૪૩૭ | ૧ | વાતવા | વાત |
| ૪૪૦ | ૮ | ર હ્યા | રહ્યા |
| ૪૪૩ | ૯ | કહીશ | કહો |
| ૪૪૫ | ૧ | વતી | વળ. |
| ૪૫૨ | ૨ | મરણુ નંદ | મરણુ નંદ |
| ૪૬૭ | ૧૬ | બોલતાં | બોલેલા |
| ૪૬૯ | ૯ | વરીનું | વૈરીનું |
| ૫૭૫ | ૧૦ | ગ્રહીઉપગ્રહો | ગ્રહઉપગ્રહો |
| ૪૭૭ | ૩ | સ્મિતવાળા | સ્મિતાળા |
| ,, | ૨૦ | મલિત | મલિન |
| ૪૭૮ | ૨ | ાવના | વિના |
| ,, | ૧૫ | ન ખોવાયાં | ના ખોવાય |
| ૪૮૦ | ૧૯ | કુંજ | કુંજૂ |
| ૪૮૫ | ૧૧ | સૌ | સૌજ |
| ૪૮૬ | ૧૩ | જે | છે |
| ૪૮૭ | ૮ | દેવાદારનો | દેવાદારને |
| ૪૮૮ | ૧૦ | બોલ | કાં બોલ |
| ૪૮૯ | ૧૮ | ચાહે | ચાહે: |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮૧ | મથાળું | ઐક | ઍક |
| ૨૮૨ | ૪ | ગીતી | વીતી |
| ૨૮૬ | ૩ | દ્વી | દેવી |
| ૨૮૭ | ૨ | સિથિલ | શિથિલ |
| ૨૮૮ | ૨૦ | નયને | નયનેના |
| ૨૮૯ | ૧૪ | પ્રિતમા | પ્રતિમા |
| ,, | ૨૮ | પ્રિત | પ્રતિ |
| ૨૯૦ | ૧૦ | હ્રનદય | હૃદય |
| ૨૯૧ | ૧૬ | રહીશ | કહીશ |
| ,, | ૧૯ | શ્રણી | શ્રેણી |
| ૨૯૪ | ૮ | વ્યાપો | વ્યાપ્યો |
| ૨૯૫ | ૩ | હયું | હૈયું |
| ,, | ૪ | લુટવાનું | લૂટાવાનું |
| ૩૦૦ | ૧૭ | અનન્તી | અનન્તની |
| ,, | ૨૧ | જાપથીજ | જાપથીજ |
| ૩૦૨ | ૩ | અશુર | અસુર |
| ,, | ૧૦ | દેવી | દૈવી |
| ૩૦૩ | ૧૩ | રશ | રસ |
| ૩૦૭ | ૧૫ | કે | કેં |
| ૩૦૮ | ૨ | એ | એ તે |
| ,, | ૫ | પ્રથય | પ્રણુય |
| ,, | ૮ | સંયોગની | સંયોગોની |
| ,, | ૧૬ | કોઇની | કોઈ |
| ૩૦૯ | ૪ | ભેડવાને | ભેટવાને |
| ૩૧૨ | ૧૨ | રંગ | રંગે |
| ૩૧૪ | ૩ | ખરી | ખારી |
| ૩૧૭ | ૧૩ | ચડતી | ચડતી ભરતી |
| ,, | ૧૪ | પ્રથય | પ્રણુય |
| ૩૧૯ | ૧ | તુ | તુંજ |
| ૩૨૦ | ૯ | યાય | થાય |
| ,, | ૧૮ | આ | આ |
| ૩૩૩ | ૧૯ | થહે | ગ્રહે |

# वनमां एक प्रभात.



ભૂં ભૂં ભૂં ગુંજ પ્રેમી ષટપદ કમલે અર્ધ ખીલ્યું રહ્યું એ,
જો, તે બાલાર્ક ઘેલો નિજ કર જલમાં ઝૂલતો આ અગોળે !
માની પ્યારી મનાવે મુખ પર ખરતાં આંસુડાં લૂછતો એ,
અંકે લીધી, હસાવી, નરમ વચન એ નેત્ર કેવાં વદે છે !

કાન્તા ને કાન્ત હીંચે, તનમન હૃદયનાં એક છે સ્નેહભીનાં,
નાનાં મોટાં સુરંગી મધુર ચળકતાં હીંચકાવે રસીલાં;
રાતી નીલી મધુ પી કુમુદિની પરથી કૂદડી રંગવાળી,
પીળો પ્યારો હિમાંશુ નિરખી લટકતો બાપડી ચિમળાઇ !

કુંળું મ્હોં એ છબીલું હૃદયજ્વરબળાપે નીચાણું નમ્યું છે,
કમ્પે બાલા બિચારાં થરથર, બદને સ્વેદન રેલ ચાલે;
આહા ! સ્નેહી ! તમારે જળ પર વસવું, સાથ છો રાત દહાડો
જુદાં પ્રેમી તમારાં દિલ પણ અળગાં, આમ રોવો હસો છો !

ત્યાં પેલું જો હરિણું નદતટ પર એ ચાવતું ઘાસ લીલું,
આછાં રૂડાં રૂપેરી કિરણ રવિતણાંએ બધું ઘાસ છાયું;
વૃક્ષોનાં ઝુંડ ઉંચાં પર ઢળકી રહી વેલડી કુંમળી જો,
પુષ્પોના પુંજ ઝમ્યા વિવિધ વિલસતા આ રૂપાળા લળ્યા, જો !

કુંજોમાં ત્યાં ઉડન્તું બુલબુલ રમતું બેસતું ને ફરન્તું,
ઓ ! ત્યાં બેઠું લપી ચંડુલ ગુલ પર જો વાણી મીઠી લવન્તું;
ત્યાં આકાશે પડયો છે સ્થિર ઘનકટકો શ્વેત ને પિંગળો તે,
તેજસ્વી એ ડગે છે નિજ રૂપ બદલી, શાન્ત પાછો થયો છે.

તારો તૂટ્યો નભેથી ખરરર ખરતો, તોપગોળો વછૂટ્યો,
રાતો વન્હિભભૂકો ભડભડ બળતો આભમાં ઉડી ચાલ્યો;
ગંગાનો ધોધ ફાટ્યો ગિરિશિર પરથી, રામનું બાણ છૂટ્યું,
તેવો તે શૃંગવાળો મૃગ જલઝરણું ફાળથી કૂદી ચાલ્યો !

ઉઠ્યો ત્યાં સિંહરાજા ઘરઘર ઘરરે, જોરથી ત્રાડ દેતો,
ડોલાવ્યા ડુંગરોને, રવિ પણ ચમક્યો લાલ અંગાર જેવો;
પક્ષી બોલે ન ચાલે, દ્રુમ પણ થથર્યાં, પૃથ્વી ધ્રુજી રહી આ !
આ તે બ્રહ્માંડ ફાટ્યું ! પ્રલય થઇ ગયો ! શંભુએ શંખ ફૂંક્યા !

આલિંગે ભવ્ય લીલા નદસરજલને, પ્રેમમાં મસ્ત ડોલે,
ઉડી ખાઉં સુસ્નેહી હૃદય હૃદયના સત્ત્વને જેમ પ્રેમે !
ઘેલો હું એ રમું છું ! તનમન લપટ્યાં ! રમ્ય છું, એક હું છું !
વેલી, વૃક્ષો, નદી, ને ગિરિ, નભ, ઝરણે લીન હું સર્વદા છું !

૧૯–૯ ૨૨.

---

* આ કાવ્ય પૃષ્ઠ ૧૨ ઉપરના મસ્ત इश्क પહેલાંનું છે.

# कलापिनो केकारव.

## फकीरी हाल.

અરે ઉલ્ફત ! અયે બેગમ ! લીધી દિલબર, હતું આલિમ ?
હતું જે બેહિશ્ત થઈ જહાન્નમઃ ફકીરી હાલ મ્હારો છે !

ગયું આ ઝિંદગીનું નૂરઃ હવે જહાંગીર બે પરવાઃ
તું લૂંડીની નથી પરવાઃ ફકીરી હાલ મ્હારો છે !

ન ધારૂં હું કદી કફનીઃ દગ્ધ દિલં પર ન સારૂં ખાકઃ
ન પરવા વા છે કિસ્મતનીઃ ફકીરી હાલ મ્હારો છે !

હવે દરખત પર ચડવુંઃ બુલબુલ ર્હારૂં હું હું હુંઃ
કરૂં નાગો બિયાબાને : ફકીરી હાલ મ્હારો છે !

હતો જે હું, હતું જે હું, નથી તે તો, નથી હું હું :
ગયું છુટી : ગયું ઉડી : ફકીરી હાલ મ્હારો છે !

હવે આ દમ નથી દમમાં : ફકીરી હાલ મ્હારો છે !
પરેશાની જ છે રાહત : ફકીરી હાલ મ્હારો છે !

૧૫-૧૦-૯૨

## મધુકરની વિજ્ઞપ્તિ.

અરે રે ! પુષ્પ ! આ ભમરો મરે છે હો: મરે છે હો !
નમેરૂં થઈશ શું, વ્હાલા ! હું ત્હારો છું: તું મ્હારો થા !

તું બીડાતાં હું બીડાઉં: તું ખીલે, તો હું ગુંજું છું :
ન ભોગી પુષ્પ બીજાનો : હું ત્હારો છું: તું મ્હારૂં થા !

અરે ! તું ભૃંગ બીજા જો ભ્રમણ કરતા ફુલે ફુલે :
કદી મ્હારી ન રીતિ એ : હું ત્હારો છું તું તું મ્હારૂં થા !

કંટક કાપી નાખી દે: ભ્રમર છાતીથી ચાંપી લે:
તું શોભે સર્વદા હું થી: હું ત્હારો છું તું મ્હારૂં થા !

હું ત્હારો ને ન તું મ્હારૂં, ન રીતિ એ રતિની છે:
કદર તું પ્રેમીની કર, તો હું ત્હારો છું: તું મ્હારૂં થા !

તપું છું હું: બળું છુ હું મરૂં છું હું અરે પ્યારા
તું મકરંદ છાંટી લે: હું ત્હારો છું: તું મ્હારૂં થા !

આ તો સ્વપ્ન ટુંકું છે: હું ગુંજી લઉં: તું ખીલી લે !
થશે પલમાં અરે ! હા ! શું ? હું ત્હારો છું: તું મ્હારૂં થા !

સુકોમલ તું ખરી જાશે: ભ્રમર ત્હારો મરી જાશે:
આખિરની ગતિ એ છે: હું ત્હારો છું: તું મ્હારૂં થા !

૨-૧૧-૯૨

——:o:—— –

## હૃદયકમલની જૂઠી આશા.



રે ભોળી ! જલઝુલતી કમલિનિ ? કાં ભુલ ? વ્હાલી સખી—
જોઇ પુર્વ દિશામુખે પ્રસરતી લાલાશ આ ઉજળી ?

આશા વ્યર્થ ધરે રવિ સુકરની સંધ્યાસમે, બાપલા !
એ તો હિમપતિ શશી નિકળશે, ના ના પતિ, હે હલા !

આ પોચું દિલ તું સમું સુમન છે, તેણે ગ્રહી આશ'તી :
જાણ્યું સૂર્ય થઇ પ્રફુલ કરશે પ્રેમી તણી પ્રીતડી :

ના તે તે નિકળી હતી શશી સમી, હિમે હણ્યું કાળજું :
જૂઠી આશા દઝાડતી સુમનને, ભુલે ન તે ઝાલ તું !

૪-૧૧-૯૨.

## ભોળાં પ્રેમી.



કમલ ભોળું, કુમુદ ભોળું, ભ્રમર ભોળો, દિવાનાં છે,
જે જેનું ન તે તેનું, પ્રેમી પ્રેમી જૂડાનાં !

ભ્રમર ગુંજે કમલ કુમુદે, ન જેને છે કદર તેની,
દિલ તેઓ તણાં નભમાં, પ્રેમી પ્રેમી જૂદાનાં !

કમલ પ્રેમી રવિનું જે, કુમુદ બાઝ્યું શશીને જે,
ફરે ઊંચા તે બેદરા, પ્રેમી પ્રેમી જૂદાનાં !

કમલ, ભમરા, કુમુદ જેવું હૃદયે મ્હારૂં ખરે ભોળું,
કુદે, બાઝે, પડે પાછું, પ્રેમી પહાડ પાણો છે !

ઇચ્છે દાસ થાવાને, ન કોઈ રાખતું તેને,
બિચારૂં દિલ આ કહે છે, " પ્રેમી પહાડ પાણો છે !"

મનુની પ્રીત દીઠી મેં, ઝાકળમોતી જેવી તે,
લાડુ લાકડાનો સ્નેહ, પ્રેમી પહાડ પાણો છે !

હવે મનજી મુસાફર તું; બહેતર જા બિયાબાંને;
કરી લે પ્રીત પક્ષીથી, પ્રેમી પહાડ પાણો છે !

નિ:શ્વાસે ભર્યું હયું, અશ્રુથી ભર્યાં ચક્ષુ;
મગજ બળતું કહે છે: " હા ! પ્રેમી પહાડ પાણો છે !"

૯-૧૧-૯૨.



## परिताप.



દિલ અશ્રુ થકી પલળ્યું, છલક્યું:
દપટ્યું દિલમાં દિલનું દુખડું:
ન સખો ન સખિ દિલથી લપટ્યું:
ફટક્યો ભટકું ! ફટક્યો ભટકું !

નથી ભાન હવે:
નથી હામ હવે:
નવ પ્રીતિની દોરીથી હું લટકું:
નવ કો મનમાં કદી હું ખટકું:

નથી આશ મનેઃ અવકાશ મનેઃ
ભટકું ફટકચો ! ફટકચો ભટકું !

મન હર્ષ હવે—
મન શોક હવે—

તજ નિર્લજ ! તુંઃ તજ તુંઃ તજ તું !
મુજ પ્રેમ હવે દરીયે પટકું !

મુજ પ્રાણ ન કાં દરિયે પટકું !
ફટકચો ! ફટકચો ! ભટકું ! ભટકું !

૨૭–૧૧–૯૨.



## ત્રાટકમૈત્રક મુગ્ધ પ્રેમ.



સંધાડી પ્રેમદોરી મેં, મચાવી મિષ્ટ ગોષ્ટી મેં,
પ્હેરાવી પ્રેમમાલા મેં, જગાવી પ્રેમજ્યોતિ મેં !

ઉડાવ્યું પક્ષી પ્રીતિનું, ઝીલ્યું સુપુષ્પ ચક્ષુનું,
કરાવ્યું સ્નાન પ્રીતિનું, કર્યું મેં પાન પ્રીતિનું !

સુધાના નીરમાં ન્હાયાં, અમે પ્રેમી રમ્યાં મ્હાલ્યાં,
પડયાં ત્યાં સ્નેહફાંસામાં, છુટયાં તે ના વછુટયાં ના !

મદિરા નેત્રનખરાંનો પી પી ભાન ભુલ્યો હું:
થયો હું હોલો ! તે હોલી ! થયો તે હું ! થઇ તે હું

પછી રતિનાવ ઝીંક્યું મેં કપાળે હાથ દઇ દરિયે !
ઓળે કે બચાવે તે સુકાની પ્રાણપ્યારી છે !

૩૦–૧૧–૯૨.



## अश्रुस्थान.



ના પાડ હે મન અરે ! કદિ પ્રેમબિન્દુઃ
ના ઢોળ હે મન ! અરે ! કદિ પ્રેમસિન્ધુઃ
ના રેડ અમૃતઝરો કદિ પ્રેમઈન્દુઃ
નીચોવ ના રસભર્યું કદિ પ્રેમલીંબુ !

નિશ્વાસ અશ્રુ દપટી ધર ધીર સ્નેહી :
ના રોળ ક્ષાર ભૂમિમાં ફુલડાં સુપ્રેમીઃ
હૈયે દબાય કદિ જો કુમળું સુહૈયું,
રો રો ભલે ટપકતે નયને પછી તું.

રો વા ભલે વિજન કો કહિં સ્થાન શોધીઃ
આંસુ ભલે વિખરતાં રડતાં સુમોતી;
જા જંગલે નિડર તું પડ વૃક્ષખોળે,
આંસુઝરો જલઝરેજ વરાળ ઓળે !

૧૩-૧૨-૯૨



## एकप्रेम.



હકીમ કે તબીબની તલબ નથી મને !
નફસની પરવા નથીઃ ન ઈશ્કની મને !

માશુક નથી મિસ્કીન છુંઃ જહાંગીર છું મને
ખલકની તમા નથીઃ સુલતાન છું મને !

પરિવાર મ્હારો હું જ છું : મસ્તાન છું મને !
એઝાર હું આજે ફરૂં : ગલતાન છું મને !
પ્રેમગુલ ચુમ્યાં ઘણાંઃ ખાર ભોંકાયા મને !
દર્દ–ખૂન દિલ દર્દ–કર્ત્તા દસ્ત લાધ્યું ના મને !

સખા જોયા મેં ઘણા : સખી જોઇ એક મેં !
ઉમેદ બર આવી નહીંઃ શું કહું ખાલેક નેકને !

દ્વૈત પ્રેમી જે હતો અદ્વૈતપ્રેમી હું થયો !
બ્રહ્માંડ મ્હારૂં: બ્રહ્મ મ્હારૂં: બ્રહ્મવાદી હું થયો !

૧૪–૧૨–૯૨

## दिलने रजा.

ફાટે કે ન ફાટે તું, ચીરા કે ન ચીરા તું,
અરે દિલ ! તેં કર્યો બેહાલઃ મારે કે ન મારે તું

ભલે ધડકી રહે છાનું, ભલે બળી કોયલો થા તું
ખરીજા તું મને તો શું ? ડરી જા તું મને તો શું !

રખે કાંટો તને લાગો, કમલ જાણી તને રાખ્યું,
પરન્તુ તું જ કાંટો છે, ઉડી જા તુંઃ ગળી જા તું !

દુનિયા છે તને પ્યારી, હવે છે તું મને ખારૂં,
તું કોઇનું નથી તો હું ન તહારો છું ન મહારૂં તું !

જૂનિ પ્રીતિ ગઇ તૂટી ! નથી તૂટી તણી ખૂટી !
ખુટી ગઇ વાટ દીવાની, પછી બળવું રહ્યું ક્યાંથી ?

હવે બ્રહ્માંડમાં હું છું : હવે બ્રહ્માંડમાં તું છે:
પ્રીતિ તો આપણી એ છે ! મિલાવો આપણો એ છે !

૨૨-૧૨-૯૨

---

## केलिस्मरण.



લતા સુગૂની ચડતી વિલાસે:
પયોધરો ગાઢ હલે હુલાસે:
વિશાળ નેત્રો રતિમાં વિકાસે
પ્રફુલ્લ સુપલ્લવ લાલ ભાસે !

સીત્કાર શબ્દો મુખથી નિકાસે
પ્રભા પ્રિયાના મુખથી પ્રકાશે:
ઉરોજ કંપે કૃશ ઉદરીનું
કપોલમાં છે પરસ્વેદ બિન્દુ !

નૂપુર છંદો ઝમકી રહે છે :
પુષ્પો ગતિથી સરકી પડે છે:
છૂટેલ બાલો વિખરાઇ જાયે :
શ્રમિત અંગે લપટાઇ જાયે !

શિથિલ બાલા સુકુમાર કાયે:
બે હસ્ત ઢીલા જરી ના હલાવે:

નિતમ્બભારે લચકી પડે છે :
કટિ સ્તનોના ભયથી લડે છે !

અઢેલી પ્યારા પિયુને ઉભે છે :
પતિથી ટેકો દઇને હલે છે :
જરા ખસી ચુંબનને જુવે છે :
કટાક્ષ મારી ચપલા હસે છે !

"પ્રભુ!" કહી તે પતિ સાથ લે છે :
અગાસિયે તે ઝટ સંચરે છે :
જુવે પતિનું મુખ સર્વ પ્હેલી :
જુવે નિશા ચાંદની પ્રેમ છેલી !

પ્રિયા ન એવી નિરખી, અરે ! મેં :
પ્રિયા ન એવી રીઝવી, અરે ! મેં :
પ્રિયા ન એવી લીધી ઉર, રે ! મેં :
વસંતકેલિ ન કીધી, ખરે ! મેં !

૧૮૯૨.

---

## ઠગારો સ્નેહ.

---

હૃદય દગલબાજી જાણુશે ના કદી આ,
હૃદય હૃદય ઝાલે ઝૂરવું છે પછી, હા !
હૃદય ધવલ સર્વે દુગ્ધ જાણી પુલાયે,
ગુવરપય ગળેથી ઉતરી આગ બાળે !

ઘન ગડગડ ગાજ્યો ચાતકું ચિત્ત ફૂલે,
પથર વત કરાનો મેઘ આવી મળ્યો તે!

ષટપદ મકરન્દ લુબ્ધ રીઝી રહે શું,
ધવલ કમલ ના આ છીપલીને કરે શું!

મૃગજલ સમ સ્નેહી સ્નેહસિન્ધુ ધરે છે,
હૃદયમૃગ બિચારૂં આશ રાખી મરે છે
સરપશિર મણિને પ્રેમ પ્રેમી તણો આ,
વિષ રગ રગ વ્યાપે પ્રાસ થાયે કદી ના!

૧-૧-૯૩.

---

## स्नेहशंका.

ઘણું તાવ્યું–ઘણું ટપકયું-બિચારૂં મીણનું હૈડું:
ઢળ્યા કરશે હજી એ તો બિચારૂં પ્રેમનું પ્યાલું!

ન થા ન્યારી: ન થા ઘેલી: ન થા વ્હેમી: ન થા મેલી!
કરી મ્હારૂં હૃદય ત્હારૂં હવે શંકા પ્રિયા, શાની!

કદી દિલને ન દે દિલ તું: દીધું દિલતો ન લે તે તું:
હૃદયનું સત્ત્વ પીધું તેં: હૃદયહીણો કરે તો શું!

કહે ને પ્રાણ, દિલમાં કયાં રહી તુજને હજી શંકા?
આપી દઉં તે નાખી હું; ન છે તેની મને પરવા!

કાંટો જે તને લાગે મને ભાલો તે ભોંકાયે:
હૃદયચીરે રૂધિર રાતું વહે છે તે તપાસી લે!

હૈયું હનુમાનનું ચીર્યું, નિહાળી રામની મૂર્તિ :
હૃદય મારૂં અરીસો છે ઉઘાડી તું ભલે જો તે !

૯–૧–૯૩

---

# कुमुदिनीनो प्रेमोपालम्भ.

---

લગાડી મોહની, પ્યારા ! કઠિન હૈયું કર્યું શાને;
અહો હો ! નાથ કપટી રે ! બલિહારી ત્હમારી છે !

સ્મૃતિ છે એજ મુખડાની, ન દેખી હું દુઃખી છું રે !
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

બકું છું હું તમે માનોઃ જિગરમાં ઘા મને ઊંડા !
ઉમળકા આ હૃદયના હા ! કહો ક્યાં ઠાલવું ફાડી !

કરો ના બૂજ દર્દીની, ન મારો બાંધીને મ્હોડું :
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

વનોમાં આગિયા ઉડે, પલક ચમકી રહે છાના :
સુપ્રેમી આગિયા જેવા તમે તોયે પ્રભુ મ્હારા !

ન તાણો પ્રેમની દોરી, બહુ તાણ્યે જશે તૂટીઃ
ગ્રહી જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

હું તો આ પુષ્પ છું કુમળું, ઝર્દ આ દર્દથી કીધુંઃ
મળે સ્વપ્ને કરુણ, વ્હાલા ! હણાઈ હેતવાળી હું !

હતાં સાથેઃ ગયા ઉડી વિચારો હો ! વિસારો શે ?
અહીં જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

જીવન આ ચંદ્રથી ઓપ્યું : શરીર પાણી પરે લટક્યું !
દુઃખિયણ હું દુભાયેલી જીવું તો શું ! મરું તો શું !

અમીની આંખની પ્યાસી કુમુદ આ તો ત્હમારી છે :
અહીં જો બાંય, તો લજ્જા ત્હમારાંની ત્હમોને છે !

અરે રે ! યોગ થાશો માં ! થયો તો સ્નેહ જામો ના !
મૃદુથી બેપરવા યા બેદરકાર પ્રેમી જડાશો માં !

અજાયબ સ્નેહના રસ્તા ! અજાયબ ગાંઠ પ્રેમોની !
ખુમારીને ખુવારી છે : અજાયબ પ્રેમની મસ્તી !

૧૫–૨–૯૩

---

## मस्त इश्क.

અયે કાતીલ ! શાને તું સૂતું રહેજે : પડ્યું રહે તું
નથી તકસીર ત્હારી એ : ગુનેહગારી હમારી છે !

બિસમિલ્લાહ ખતમ થઇ જાઃ જિકર કર નાઃ જિગર ગમ ખાઃ
હૃદય નાદાન પ્રેમીલા, દિગમ્બર રાખ ચોળી થા !

કિતાબો ઇશ્કની ખોળી : ઉથામ્યાં પ્રેમનાં પોથાં :
વિષમ છે ડંખ પ્રીતિના : વિકટ છે સ્નેહરસ્તા ત્યાં !

આશક આ પડયો બેહોશ: મરી જાશે એ હિજરાઇ:

આ ફેરહાદની કબરે નથી શિરીન સૂવાની !

બસ કમબખ્ત દિલ ભોળા ! ઉધામા છોડ ઉલ્ફતના

ન કર તું મુફ્ત અફ્સોસી : મળશે દાદ ના અહિયાં !

આ દરબાર દરવાઝે ડંકા પ્રેમના બાજે :

પરન્તુ બેવફાઇનાં ઉપર નિશાન ફરકે છે !

કરી આમોશ પછડા માં : આ તો ખ્વાબનાં નખરાં :
આ ગુલઝાર જાદૂનો : ફરેબી ને દગાવાળો !

મળે જો ના તને હીરો લગાવી કોયલો કાળો :
બન્યું રહે મસ્ત મસ્તાનું અખંડાનન્દમાં રાચી !

માયિક પ્રેમ તરછોડી અનલ હકનો તું કર દાવો :
બન્યું રહે મસ્ત મસ્તાનું : મસ્તીનો તું લે લ્હાવો !

૭-૪-૯૩.

---

## कटु प्रेम.

અશ્રુ હવે નયનનાં નયને જજો હો !
નિશ્વાસ આ હૃદયના હૃદયે રહો હો !

આશા બધી દિલ તણી દિલ ત્યાગજો હો !
આનન્દ આ નદ તળે જળમાં પડો હો !

આસક્ત આ હૃદય ક્રૂર વિરક્ત તે હા !
હૈયું કઠોર પ્રિયનું : કુમળું અરે આ !

આ પુષ્પ, એ બરફ નો કડકો ખરે છે :
આ યોગ એ વિધિબલે નિરમ્યો અરેરે !

શૂળી પરે પણ પ્રિયા પલ ના વિસારૂં ,
મ્હારી ગણી તન મને સમ પ્રાણ જાણું ;

તે તો ન કિન્તુ સમજી મમ શાન્ત ચિન્તા !
આયું વહ્યું વહી જશે કટુ પ્રેમ પીતાં !

પીયૂષ આ છલકતું છલકયું ઢળ્યું ત્યાં ,
આ સ્નેહશીતલહરી લપટી પડી ત્યાં ;

ત્યાં તો હલાહલ રહ્યું મુજ આશસ્થાને,
જ્યાં સ્વચ્છ પ્રીતિ મુજ મૃત્યુ સુધી વિરામે !

૨૪–૪–૯૩

## प्रेम अने मृत्यु. *

ફેંકી દીધો મિથ્યા પરન્તુ સત્ય પ્રેમ મીઠો મીઠો :
વળી મિષ્ટ છે મૃત્યુ ખરે જે અન્ત લાવે કષ્ટનો :
ભોળું હૃદય જાણે નહીં : તો જાણું નહીં મધુતર કયું !

હે પ્રેમ ! તું મધુ છે ભલા ? તો તે બને મૃત્યુ કટુ :
પ્રેમ ! તું કડવો ખરે ? મૃત્યુ મને તો છે મધુ :
અહો પ્રેમ ! જો મૃત્યુ મધુતર, નો મને મરવા જ દે !

* ઇંગ્રેજ રાજકવિ ટેનિસનના એક ગીત ઉપરથી

મધુ પ્રેમ કરમાઇ જવા પેદા થયો જે ના દિસે,
મધુ મૃત્યુ સૌ જનને દિસે કરતું નિઃસ્નેહી ખાક જે,
એમાં મગજ સમજે નહીં: જાણું નહિં મધુતર કયું

પ્રેમમાં ઘસડાઇ જાવા ઇચ્છું જો કદી તે બને :
દોરાઉં હું મૃત્યુ થકી બોલાવતું તે ત્યાં મને :
બોલાવ રે ! હું આવું છુ ! હું આવું છું ! મરવું હવે !

૨૮-૪-૯૩

---

## પ્રેમ અને શ્રદ્ધા. *

પ્રેમ પ્રેમ હોય જો, પ્રેમ આપણો જો હોય,
તો પ્રેમમાં શ્રદ્ધા અશ્રદ્ધાનું સંઘાતે બલ ન હોય :
અશ્રદ્ધા અણું માત્ર તે અશ્રદ્ધા છે બધી ખરે !

અદૃશ્ય ને ઝીણો પડે ચીરો કો વીણામાં જરી,
ધીમે ધીમે તે મધુર રવને કુંઠ કરી નાખે કદી :
પહોળો થતાં મ્હોટો થતાં તે સ્વરહીણું કરી નાખશે !

પ્રેમીહૃદલવીણા મહીં ચીરો કદી ઝીણો પડે,
કે મુરબ્બાની બરણીમાં ફલ એકને ચાંદી પડે,
તો પ્રેમ સ્વર ઉડી જશે: ફલ મિષ્ટ સૌ બગડી જશે !

અશ્રદ્ધાનું બીજ પણ નથી ગ્રાહ્ય: ફેંકી દે તું એ:
પણ એ જશે ? રે ! રંગ કાળો પ્રાણ સાથે તે ખસે !
રાખ શ્રદ્ધા પૂર્ણ ને નહિં તો નહીં રતિભાર પણ !

---

* ઇંગ્રેજ રાજકવિ ટેનિસનના એક ગીત ઉપરથી.

મુજ નામ જે મ્હારૂં હતું ત્હારૂં થયું : અન્ય એક એ :
મને કીર્ત્તિ જો મળે તો તે બધી ત્હારી જ છે :

લાગે તને કદી ડાઘ કાળો તો મને લાગી ચુકયો :
તો રાખ શ્રદ્ધા પૂર્ણ ને નહીં તો નહીં રતીભાર પણ!

૯—૫—૯૩.

## चंचल प्रेमसुख. *

—:o:—

કટાક્ષમાં ફિક્કાશ કે અવકૃપા શબ્દમાં,
વા ભ્રાન્તિ માત્ર એવી સ્નેહી હૃદયમાં—

ન્હાના આવા સબબથી દિલ પ્રેમી અરે ! લડે !
નિર્મલ વાતાવરણમાં નૌકા ચાલ્યું સિન્ધુ :

તરંગ ઘન તોફાનમાં નડયાં ન ડુબ્યું કિન્તુ :
પણ શાન્ત નભ જ્યારે હતું બેઠું જઇ તળે !

જરા વારમાં કસેલું દિલ આમ જ ફીટી પડે !
જે હરદમ હતું ગમીના વખ્તમાં પ્રેમી અરે !

હા ! જે ડગતો ના જરી વાઝોડામાં પ્રેમ,
ફૂંકે ઉડયો તૂટી પડયો ફૂટે સીસો જેમ !

ચીરો શબ્દો ક્રૂરથી પડયો પ્રેમમાં જેહ,
ક્રૂરતર વાકયો વરસશે મ્હોટો કરવા તેહ !

તારામૈત્રી જે જામતી પ્રેમી નયનની,
માધુર્ય તે ઉડી જશે નેત્રપાતથી !

* ટોમસ મૂરના એક કાવ્ય પરથી.

પુષ્પાવલિ દીપાવતી  પ્રેમબોલ જે,
છુટી જશે : તૂટી જશે : વિખરાઇ પડશે તે !
 મુક્તાહાર તૂટી પડયે મોતીડાં પડી જાય :
 પ્રીતિ સરસર સરી જશે તેમ જ દિલથી હાય !
 પ્રીતિલથબથ જે હતાં  ભોળાં હૈયાં  નેક,
 વાદળ વિખરાયાં સમાં છુટાં બનશે  છેક !
હાસ્યવદનું નાચતું ઝરણુ ગિરિ પરે :
અખુટ ને અમાપ દિનરાત જલ ઢળે :
 વહ્યું : ગયું : ફાંટા પડયા : રણમાં ગયું સમાઇ !
 નાચવું, હસવું,  ઘુઘવવું—સર્વે રહ્યું છુપાઇ !
તેમ દોર પ્રેમ–સ્નેહ–પ્રીતિનો તૂટે !
ન્હાના સુના સબબથી દિલ પ્રેમી કલહ કરે !

* * * * *

 સુખ જેનો દુઃખ અન્ત છે તેને ઈચ્છે કોણ ?
 ગ્રન્થિ જે પલપલ તૂટે તે પર નાચે કોણ ?
અનન્ત કાલ ઘોરવું અંધકારમાં,
પણ ન મોહ માનવો ચપલ જ્યોતિમાં !
 તેજસ્વી સૌ ઉપટશે કાચા રંગ સમાન !
 વધુ તેજસ્વી વધુ ચપલ વિજળી તેનું પ્રમાણ !
મિષ્ટ સૌ પેદા થયું પ્રેમ  સૃષ્ટિમાં :
હાથમાંથી મિષ્ટતમ થતાં ઉડી જવા !

* * * * *

ઉલ્લસિત ને સુખમગ્ન ના સુખમુદ્રા તુજ રાખ,
કેમકે ભય આવે હજુ લપતો આવે વાઘ !

તુજ નેત્ર ભ્રૂ પૂર્ણાનન્દમાં ડુબી જશે,
કે તુર્ત ગમગીની તને સાહી લઈ જશે !
તિમિર દીપ પાછળ રહ્યું, કિરણુ પુંઠે રહી છાય,
તેમ સર્વ સુખ શાન્તિમાં ભય દુઃખ સાથે જાય !
તે સૂચવે પ્રેમાન્ધને " તુજ સુખ ઉડી જશે, "
જ્યારે પ્રેમી બિચારો સુખરેલમાં હશે !
તો ઉલ્લસિત સુખમગ્નના મુખમુદ્રા તુજ રાખ,
કેમકે ભય આવે હજુ ઉડતો જાણે બાજ !
તુજ નેત્ર ભ્રૂ પૂર્ણાનન્દમાં ડુબી જશે,
કે તુર્ત ગમગીની તને સાહી ગળી જશે !
અરે ! અરે ! આવાં હશે વિધિનાં કયમ નિર્માણ !
પ્રિયતમ, મધુતમ, મન્જુતમ અતિ વેગે ઉડી જાય !
સુવર્ણ રંગી ભભક સુખપાંખ પર ચડે,
કે પળ એકમાં પ્હોળી કરી આકાશમાં ઉડે !
જનનયને અશ્રુ મુકી ધોતાં કૂંળા ગાલ,
નિજ સુરંગ સંકેલી લે રૂડું અમ્બુદચાપ !
તેમ દુર્વહ દુઃખઅંડ સેવવા મુકી,
સુખ દૃષ્ટિ બહાર જાય ફરી મળે નહીં !
તો ઉલ્લસિત સુખમગ્ન ના મુખમુદ્રા તુજ રાખ,
કેમકે ભય આવે, અરે ! છુપતો જાણે સાપ !
તુજ નેત્ર ભ્રૂ પૂર્ણાનન્દમાં ડુબી જશે,
કે તુર્ત ખેદ, દુઃખ, શોક લઇ તને જશે !

૧૪–૬–૯૩.

રમણીયપણું આ સંસારે અતૃપ્ત બધું દિસે,
જગત ઉપરે સ્વપ્ને કોઇ ઠર્યું ન ખરૂં દિસે.

કમલકલીએ ભોગી ભૃંગો લપી શમણે ઢળ્યા,
કમલદલનાં મીઠાં સ્વપ્ને અનેક રમી રહ્યા ;
કમલવનમાં ઉગ્યે ભાનુ ફરી ફરતા બન્યા,
પણ ગણગણી રોવાથી ત્યાં અધિક નથી ઠર્યાં.

રવિ નવ ઉગે દહાડે જે ત્યાં હતો રજની મહીં,
ઝરણુ ધરતાં લાલી સ્વપ્ને ધરે નવ તે અહીં ;
હૃદય ઠલવ્યું ઝીલી લેવા હતો કર કોઇ ત્યાં,
નયન ઉઘડયું, ખોવાયો એ ભળી જઇ વ્યોમમાં.

જગત સઘળું ઘૂમી શોધ્યું, ફરી ન કદી મળે !
મધુર કર એ વિશ્વે પાછો ફરી ન કદી ઢળે !
નયન ઉઘડયું ને બેતાલું બસૂર બધું બન્યું !
નયન ઉઘડયું, વંઠયું મીઠું રહ્યું કટુ આંસુડું !

નયન નિરખી રોવા લાગે અહીં સહુ સ્થૂલતા,
રમત કરતાં લાવણ્યે એ સુસૌખ્યવહીનતા ;
અમર રસનાં બીબાં આવાં બધાં વરવાં, અરે !
ઝળહળ હતું તેની છાપો મલિન અહીં પડે !

અધર લલના મીઠા મીઠા ધરે અધરે ભલે,
કુમકુમ ભરી હાથેલીથી જડે ઉરથી ભલે ;
સ્તનતટ પરે રોમાંચોનાં ભલે વન ઉગતાં,
પરિશ્રમભર્યાં સ્વેદે છિદ્રો ભલે સહુ ઉઘડયાં.

પણ રસ મહીં એવાંથી એ પ્રવેશ નહીં મળે,
કંઈક રડવું મારે, તેને, રહ્યું જ રહ્યું ખરે ;
હૃદય ધડક્યાં, બોલ્યાં, ગાયાં, રડ્યાં, બથમાં ભર્યાં,
પણ રસ તણાં ખુલ્લાં નેત્રે ન દર્શન સાંપડ્યાં !

શરીરપટનાં આત્મા માટે ન આવરણો ઘટે,
રસમય થતાં આડા સ્થૂલો તણા પડદા ચડે ;
જગત સઘળું નાનું નાનું અનન્ત વિહારને,
પણ રમતમાં ટુંકી વાડે દડા અટકી પડે.

સ્થલસમયને છોડી ક્યાંએ ન દેહ ઉડી શકે,
ફડ ફડ થતી પાંખો માટે ન દ્વાર મળી શકે ;
અમર રસને એથી બીજો ન વાહક વા મળે,
નવ અહીં મળે, સ્વપ્ને છે તે અખંડિત ના રહે.

હૃદય ઠલવી તોયે ક્યાં ક્યાં જતાં જન બાપડાં,
હૃદય ઠલવ્યું ત્યાં ત્યાં ભાસે બન્યાં સપનાં ખરાં ;
હૃદય રમતું આહ્‌લાદોમાં ઘડી વિષમાં ચડી,
અમર રસની જાણે લ્હેરી તહીંજ થતી ખડી.

અધર લલના દે ત્યાં ભાસે અનન્ત સુવાસ કો,
સ્તનતટ તણી ગાદી ભાસે અભંગ કુમાસ કો ;
નયનઝરણે જાદુ ભાસે અખંડ નવીનતા,
અલક અલકે ઝાંખી દેતાં પ્રભુત્વ નવાં નવાં.

કલમ લઇને જાણે એને સદા ચિતર્યા કરૂં,
કવિત લવતાં જાણે એને સદાય કથ્યા કરૂં ;

પણ ત્રુટિત એ ! તોયે મીઠી અહીં રસધાર છે,
અમર રસનાં એવાં બિન્દુ અહીં ઉપકાર છે.

પણ અમરતા વિશ્વ સ્થૂલે કદી નવ સમ્ભવે,
ચપલ પલમાં આત્માને ના કશીય મજા મળે ;
સ્મિત અહીં કરો તો તો જૂની સ્મૃતિ વિસરી જશો,
સ્મરણ ધરતાં રોવું એમાં ન અન્ય ઇલાજ કો.

ભ્રમર કમલે બીડાતા છો અને ઉડતા ભલે,
અનિલલહરી પુષ્પોનું કૈં ભલે ગ્રહવા મથે ;
ક્ષણિક શમણે લે સૌ લ્હેરો ભલે ઉપભોગની,
રસમય થવું શારીરીને બને જ બને નહીં.

ઉર ઠલવવા ખાલી ઢુંઢ્યાં સખા, લલના, અને,
ઉર ઠલવવા ખાલી શોધ્યાં ઝરા, તરુઓ વને;
ઉર ઠલવવા પાળ્યાં પંખી બધાં જ વૃથા નકી,
ઉર ઠલવવું એતો ક્યાંએ મળે જ મળે નહીં !

૨૭-૧૨-૯૭.



## निद्राने.



તારા કૃપાઝરણમાં ગૃહ આ સૂતાં સૌ,
તારી કૃપા જ ગગને શશી રેડતો આ ;
જ્યાં ત્યાં રચ્યાં શયન છે પ્રભુએય હાવાં,
ડોલે સરો, ઉદધિ કોઈ મહાન સ્વપ્ને.

તારી કૃપા મુજ પરેય હતી જ એવી,
ના આ હતાં નયન સ્વપ્નથી ઓળખીતાં ;
તારું કર્યું નવ કર્યું સ્મરણે હજુ, ત્યાં
એ પાંખ શાન્ત મુજ ઉપર ફેલતી'તી !

ને એ મહાન વિરહી સમયો મહીં એ,
તું સ્વપ્ન દેઈ વધુ કૈં મધુરી બની'તી ;
તું એ મીઠાશ સહ આ ઉર જોડનારી
સ્વપ્નો ગઈ લઇ અને ગઈ તુંય, રેરે !

રેતી ભરી ખરખરે મુજ નેત્ર માંહી,
એ તો કણું તું વીણુ કોઈ ન કાઢનારૂં ;
આ અગ્નિથી ઉર હવે મુજ ખાક થાતું,
છેલ્લેય આવીશ ન શું જલ છાંટવાને ?

જ્યારે મને નયન ઉઘડતાં રૂચે ના,
જ્યારે હવે જગત દાહ સમું દિસે આ ;
તુંમાં જ આખર હવે મુજ આશ જ્યારે,
ત્યારે જ તું ત્યજી ગઇ તુજ યાચનારો !

તું એકથી જ જગ આ કંઇ ગોઠતું 'તું,
તું એકથી જ ઉર દર્દ ન ગાંઠતું 'તું,
તું એકલીજ નયનો હતી લુછનારી !
તે તું ગઇ વ્રણ સહુય સમારનારી !

ત્યારે પ્રભાત મુજને કવિતા ધરીને,
કોઇ મૂંઈ રુદનમાં ગવરાવતું 'તું ;

એ એકલો પ્રહર મિત્ર હતો ઉરે આ,
તેનેય તેં દિવસના વિષમાં મિલાવ્યો !

હાવાં શુકો; અનિલ, પુષ્પ ઝરા, ફુવારા,
જે ગાય ગાન તુજ સોડથી નિકળીને ;
તારી કૃપા વગર તે સમજી શકું ના,
તારી કૃપા વગર તે બસુરૂં તમામ !

જ્યારે બધા જખમીઓ જખમો વિસારી
નેત્રો મીચી મલમની પરવા કરે ના ;
ત્યારે હું ઓષધ બધાં ઠલવીય દેતાં
આ એકલો અહીં તહીં તડફ્યા કરૂં છું !

જે સો ગયાં પ્રણયી એકજ પાઠ આપી
તેને જ પૂર્ણ શિખવી ગઇ તુંય શું ? કે
" દાવા ન હોય જગમાં કશી એ કૃપાના,
" પ્રીતિ, દયા, ક્ષણિક એ સહુ મેહેરબાની"

૨–૧–૯૮.



## પ્રેમમાં કૂર દોરો.



જગતમાં બદલો સમજ્યા વિના
પ્રણય ના ચિરકાલ ટકી શકે !
પ્રણયમાં બદલો સમજ્યા વિના,
હ્દય કૂર જ કૂર બની શકે !

અને આ પ્રીતિને તુજ નયન જોઈ નવ શકયાં,
જરા સ્પર્શી હૈયે નયન મુજ આ દૂરજ પળ્યાં,
ન જાણે તું કેવું મુજ જિગર આ છે સળગતું,
કદાપિ તેં માન્યું મુજ હૃદયને વજ્ર સરખું.

અરેરે ! કયાં સુધી રૂદન કરતી તું રહી શકે ?
અરેરે ! કયાં સુધી મુજ તરફ હૈયું ઢળી શકે ?
યુગો કે કષ્ટોના મદદ તુજને ત્યાં નવ મળી !
વૃથા તારી આંખો મુજ તરફ આશામય મળી !

હશે ઉંચા શ્વાસો તુજ ઉર મહીં દાહ ભરતા,
હશે તેની ઝાળે શશીરવિ તહીં એ થરરતા ;
હશે એવાં એવાં તુજ ઉર મહીં કૈં થઇ ગયાં,
હશે અંગે અંગો મદદ મુજ માગી ઢળી રહ્યાં.

હશે ઉંચે નીચે સહુય દિશ તારૂં મુખ ફર્યું,
અરેરે ! કો વાકયે મદદ કરનારૂં નવ સુણ્યું ;
છુરી ઉપાડીને તુજ કર હશે ત્યાં વિરમતો,
હજી મારે માટે જીવિત ધરવા તું મથી હશે.

કેવો મને મધુર ત્યાં ઠપકો દઇને
છુરી હશે મરણની દૂર ફેંકતી તું !
શ્રદ્ધા હશે અડગ ત્યાં ઉછળી રહી શી
એ દૂર દૂર દિસતા પ્રણયી મહીં આ !

કેવો તને જ મધુરો ઠપકો દઈ તું,
રોઇ હશે અરર ! એ નબળાઇ માટે !

કેવું હશે અરર ! એ તલફી રહેવું !
ના જીવ જાય ! નવ જીવં રહી શકે વા !

વીણાસ્વરે રસ મહીં મૃગલી ચડેલી,
ક્રૂ પારધીશર વતી જખમી બનેલી,
ચાટી જતાંય નિજ શોણિત કાળજાનું,
તારા સમી તૃષિત એ તલફી હશે ના !

ત્યારે ફરી ફરી વળી ઉર બૂમ પાડી,
ધાર્યું હશે શિથિલ આશ બધી ઉપાડી ;
ઉડી ઉડી કબૂતરી એક કદી પાંખે
રેરે ! પ્રભુ ! ઉઝરડાઇ હશે પડેલી !

અરે ! અરેરે ! મુજ કલ્પનાઓ
એવી હતી ને જાગતો હતો હું ;
અરે ! અરેરે મુજ પાસ કાંઈ
કિન્તુ હતું ના તુજ દાહ માટે.

તેં તો અરે ! વારિજ વારિ યાચ્યું,
સુધા હતું મેં તુજ કાજ શોધ્યું !
સુધા ઢળ્યું વારિ મળ્યું ન તુંને,
તું પોલ ક્રૂનો થઈ ભસ્મ રેરે !

સુધા ઢળ્યું તે કર કોઇનાથી,
એ હસ્ત કો પામર માનવીનો ;
" હાલે હરિ તું પર બાપુ રાજી, "
એથી બીજું પામરને કહું શું !

એ હસ્તની વાત વા હવે કરૂં ના,
એ ક્રૂરતાને પણ વિસરૂં ના ;
ભૂલું. ન ભૂલું, થઈ તો ગયું એ,
પ્રીટી પડ્યા સુન્દર સૌ બગીચા !

હવે નવું કંઇ દિલ માનતું થયું,
વિચારતાં શુંય છતાં થઈ જતું !
અરે ! અરે ! ક્રૂર વધુ બનું રખે !
તને હજુ દાહ વધુ દઉં રખે !

હતી ન એ સૌ પણ માત્ર કલ્પના,
સદાય જોઇ તુજ ઉર હું શક્યો;
સદૈવ સાક્ષી મન પૂરતું મને,
હજુય શ્રદ્ધા મુજને તહીં રહે.

ધિક્કારન્તી મધુર લલના ! આજ છે શું મને તું ?
ઓહો ! એથી ઘટિત અધિકું તોય શું વિશ્વમાં આ ?
ધિક્કારોને પ્રણયથી વધુ યોગ્ય હૈયું નકી આ,
ધિક્કારે તું ! નહિ નહિ કશું ન્યાયથી એ વિશેષ.

ધિક્કારે તું ! પ્રણયરસમાં ન્યાયની વાત કેવી ?
ધિક્કારે તું ઉચિત સહુએ પ્રેમને એ નહીં કાં ?
થાકી થાકી પ્રણય કટુથી શાન્ત કાંઇક થાવા
ધિક્કારોમાં તુજ જિગરને યોગ્ય આરામ લેવે.

એ ધિક્કારો તુજ હૃદયનાં દર્દ કેવાં પવિત્ર ?
એ ધિક્કારો મુજ હૃદયની ક્રૂરતાનુંજ ગાન !

એ મ્હોં ! એ મ્હોં મધુર કુમળું આજ કેવું ફરેલું !
ઓહો ! એવો હૃદયપલટો દર્દ લાખો પુકારે !

ઓહો ! એવો હૃદયપલટો સ્હેલ ના વાત કાંઇ,
ધીમે ધીમે મૃદુ કુસુમ જ્યાં વજ્રનું વજ્ર થાતું ;
ધીમે ધીમે નયન કુમળાં આગ રોવા શીખે જ્યાં,
ધીમે ધીમે અસુર બનવું દેવને જ્યાં ગમે છે !

આ હૈયાને અનુભવ નહીં પ્રેમમાં એ નશાનો,
એ સીમાની ઉપર ઉર આ કોઇ કાલે ન પ્હોંચ્યું ;
વ્હાલી ! વ્હાલી ! તુજ દરદને કલ્પવા હું અશક્ત;
તું છે ત્યાં આ ઉર ફડફડી પ્હોંચવાને અશક્ત.

તારા જેવી મુજ હૃદયની ઉગ્ર પ્રીતિ હશે ના,
તારા જેવું સહન કરવું તીવ્ર પામ્યો ન હું વા,
તારા જેવું જિગર કુમળું ન્હોય મારૂં, નહીં તો,
ધિક્કારોમાં મુજ હૃદયને ડૂબવ્યું હોત મેં એ !

ઓહો ! કેવું મધુ સુખ હશે પ્રેમ ધિક્કાર થાતાં !
ઓહો ! કેવું મધુ સુખ હશે ત્યાગતાં સર્વ આશા !
પ્રીતિ અન્તે મરણ અથવા ક્રૂરતા કે નિરાશા:
એથી બીજી જગત ઉપરે હોય તે લ્હાણ કેવી !

એ ધિક્કારે તુજ હૃદયને લેઈ જનાર પ્રાણી,
એ છુરીને ગર્દન ધરી શીર્ષ સોંપી દઉં હું ;
જાણું છું હું પણ નકી નકી કાલ એ આવતાં તો,
એ છુરી, એ હૃદય, કર એ ચાલશે નીર થાતાં !

કતલ જે કરવા કર ઉપડચો,
કુસુમ તે લઇનેજ સદા ઢળ્યો !
જગતમાં પ્રણયી પ્રણયી સદા,
પ્રણયમાં ટકતી નવ ક્રૂરતા.

—૧—૯૮.



## यज्ञमां आमन्त्राण.



અશ્રુની સૈયારી ધારા :
સૈયારી નિઃશ્વાસે જ્વાળા :
પ્રેમીની સૈયારી પીડા :
આ છે ખાકે સૈયારી !

સાથી ના મૂકીને જાશે:
સાથી સાથે રોશે, ગાશે:
દિલની ખાક દિલે ચોળાશે :
ચોળો હર્ષે સૈયારી !

શાનાં સૈયારી વિણુ સુખડાં ?
સૈયારી ત્યાં શાનાં દુખડાં ?
તોફાને હસવીશું સુખડાં :
લાવો નૌકા સૈયારી !

સૈયારી સપનામાં આવ્યાં :
કફની આ ભગવી ત્યાં લાવ્યાં;

પ્હેરાવી ને ના પ્હેરી ક્યાં ?
આવો આવો સૈયારી !

વ્હાલાં ! આપું જે પામ્યો તે :
વ્હાલાં ! પામું જે આપ્યું છે :
સૈયારી જગવી ' ની હોળી :
લેવી સૈયારી ઝોળી !

૯–૧–૯૮.



## रजानी मागणी.



ત્રોફ્યું જિગર ! તું છે ખુશી ! હાવાં રજા દેવી ઘટે !
બાકી રહ્યા ઘા હોય તો બેચાર દઇ દેવા ઘટે !

તેં શું કર્યું તે આ બદન ખોલી બતાવાતું નથી ;
ઝંજીરથી છોડી મગર કે શ્વાસ તો દેવો ઘટે !

અરજી દઈ કેદી થનારો કેદખાને ઠીક છે !
તેનેય પણ મેદાનની કો દી હવા દેવી ઘટે !

માશૂક કે ઝુલ્મી નહીં મુર્દા મહીં પામે મજા !
લેવા મજા એ ઝુલ્મની આરામ તો દેવો ઘટે !

છે જીવવું કે જીવવા મથવું ય રોવા કાજ છે !
તો આંસુડાની લાયકી એ પામવા દેવી ઘટે !

રીબાય તેની લજ્જતો શું રીબનારૂં જાણતું ?
થાક્યો નથી તોયે સનમ ! તાજો થવા દેવો ઘટે !

આરામમાં આનન્દની આશા નથી રાખી અમે !
છે દર્દથી દર્દે જવું ! ત્યાં તો જવા દેવો ઘટે !

છે દર્દને બહલાવવું તે દર્દીઓની લ્હેર કૈં !
જ્યાં ત્યાં બધે છે એ જ પણ પૂરી તલબ કીધી ઘટે !

ખંજર ચલાવી લાલ હાથેલી કરી તુજ હાથની !
મારી નહીં, તેની મગર કાંઇ દયા ખાવી ઘટે !

માગું રજા, જાઉં ભલે, આખર કદમ તારેજ હું !
બે ચાર દિન, બે ચાર યુગ, હાવાં રજા દેવી ઘટે !

૨૨-૧-૯૮.



## શિકારીને.

—0•——•0—

રહેવા દે ! રહેવા દે આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી : વિશ્વ આશ્રમ સન્તનું.

પંખિડાં, ફુલડાં રૂડાં, લતા આ, ઝરણાં તરુ,
ઘટેના ક્રૂર દૃષ્ટિ ત્યાં : વિશ્વ સૌન્દર્ય કુમળું,

તીરથી પામવા પક્ષી વ્યર્થ આ ક્રૂરતા મથે ;
તીરથી પક્ષી તો ના ના·કિન્તુ સ્થૂલ મળી શકે.

પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને,
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં મળશે તને.

સૌન્દર્યો વેડફી દેતાં ના ના સુન્દરતા મળે ;
સૌન્દર્યો પામતા પ્હેલાં સૌન્દર્ય બનવું પડે.

સૌન્દર્યે ખેલવું, એ તો પ્રભુનો ઉપયોગ છે ;
પોષવું, પૂજવું એને, એ એનો ઉપભોગ છે.

રહેવા દે ! રહેવા દે આ સંહાર યુવાન તું ;
બધે છે આર્દ્રતા છાઈ તેમાં કૈં ભળવું ભલું.

૨૯–૧-



## स्वर्गनो साद.



મરેલાંઓ સગાંઓને ભૂલી જાજે : હમે જાશું ;
મરેલાં વ્હાલવાળાંને દુવા ગાજે: અમે ગાશું.

સગાં દેનાર દુનિયાને સગાઇ વ્હાલ સાથે ના ;
મરેલાં વ્હાલ વિણ તે તો મરેલાં વ્હાલ વિણ થાશું

અમોને એ અમારાંને મિલાવ્યાં મોતને હાથે ;
હવે છોડી સગાંઓને ખરાં દિલદારને ચ્હાશું.

સગાંઓ ! પિંડ ના દેશો : નહીં પ્હોંચે, નથી પ્રી
દુવા એ વ્હાલવાળાં દે : બની ઘેલાં તહી ન્હાશું.

અરે વ્હાલાં ! દુવા દેતા સદા તેવી હજુ દેજે ;
તમારી એ તૃષા એ તો અહીંથી ખુબ એ પાશું.

દુવા દેવી ખુદાની છે અહીં ત્યાં રોશની એ એ ;
દુવા એ જાગતાં સૂતાં સદા દેતાં નહીં કશું.

સગાં ! તમ રક્તની ગ્રન્થિ હમે તોડી બધી પૂરી ;
હવે તો સ્નેહમાં ડુબી વૃથા ના આગમાં લ્હાશું.

અહો વ્હાલાં ! સગાંઓથી સુલેહે મોતને પામી,
અહીં વ્હેલાં ચડી આવો : બધાંએ સ્નેહમાં માશું.

૧૦—૨—૯૮.



# ખાનગી.



કહીશ સઘળું, એમાં શંકા કશી ન કરી ઘટે :
કહીશ સઘળું, છુપું તુંથી કશું ન રહે, સખે !
કહીશ સઘળું, ક્યાંએ વિશ્વે હશે સુણનાર જો,
નવ કહી શંકે એથી બીજો અભાગી અહીં કયો ?

મુજ જિગરમાં તુંને જ્યાં જ્યાં હશે ઉપયોગ, કે
મુજ જિગરમાં તુંને જ્યાં જ્યાં કર્યો ઉપભોગ છે,
દર્શિશ કહીશ એ તુંને વ્હાલા ! રડી રડી સામટું,
મુજ હૃદયનું તાજું જેથી બને ફરી કામઠું.

જગત ઉપરે દર્દો કહેવા અને સુણવા સમું,
પ્રભુનયનથી પુણ્યે બીજું મળેલ નથી કશું;
પ્રભુહૃદયનાં પ્યારાં તેથી દુઃખી દુખિયાં રહે,
પછી દરદનાં ક્યાંથી આંહી નિવારણ સાંપડે ?

પણ દરદની વાતોમાં છે નિવારણથી વધુ,
દરદમયને દર્દી થાતાં ઘટે કંઇ આવડ્યું;
કમનસીબને દર્દોએ ના અહીં મળતાં નકી,
કમનસીબથી દર્દોની તો ન ગોઠડી એ થવી.

જગત સહુ તો તારે મારે ઘણા પડદા હશે,
પણ નવ બધું અર્પું શાને સજાતીયતા વિષે ?
જગત સહુ એ આ હૈયે તો બધા પડદા કઠે,
પણ જગતને સુણી લેવા મળ્યું નવ ભાન છે.

કહીશ સઘળું, વ્હાલા ! તુંને, ભલે રડતાં કહું :
કહીશ સઘળું, વ્હાલા ! તુંને, બંધુ મરતાંય હું :
મુજ જીવિત તો તારી હું કે અહીં જીવવા સમું,
તુજ ચરણમાં ના તો ક્યાં હું પછી જઇને નમું ?

૧૨–૨–૯૮.



## પ્યાલાને છેલ્લી સલામ.



ખુદાનું નૂર પાનારા ! સલામો છે તને પ્યાલા !
ન રો છોડી મને જાતાં : મજા જ્યાં હોય ત્યાં જા, જા !

સદા સાકી તણે હાથે ભરેલો તર ભર્યો રહેજે !
પડેલા આશકો ફિક્કા : જરા લાલી તહીં દેજે !

પ્રથમ દર્દી જિગર પાસે જઇ દે દર્દ ભૂલાવી !
ઘડી બેભાનની દેવી ખુદાઇ ત્યાંજ છે તારી !

પછી આગો મહીં જાજે જહીં માશુક હો આશક !
જિગરને ખોલતી આંખે નવાઇ બોલજે બેશક !

હમારૂં કોઇ પૂછે તો કહેજે આટલું, પ્યારા :—
" અરે ! એને ભરી પીતાં સબૂરી ના રહી, પ્યારા ! "

વતી તારી મજેદારી હસીને બોલજે આવું :—
" ભરી દરિયાય ન્હાતાં એ જિગર ના ના નશે આજું ! "

જરી દિલનું કહેતાં કૈં જહાં·ઝિદ્દી બધું માગે !
પછી તો રોઈને ગાજે, " બહુ પીતાં નશા ભાગે ! "

અરે ! રે ના ! તને છોડી નથી કૈં સાધુ હું થાતો !
તને ધિક્કારનારી એ જબાંઓમાં નથી જાતો !

પરી, પ્યાલું બેહિશ્તે એ, ખુદાનો હાથ જ્યાં સાકી :
જહાંમાં તો પછી પીવા રજા, હક હોય કાં બાકી ?

મને ને આ શરાબોને જહાં પાપી કહેતી હો !
ખુદા ભોળાં ઉપર રાજી : જહાં ડાહી થનારી છો !

ખરી તો મહેરબાની જે પહેલાં પાપને ભેટે;
બધી ચતુરાઈને તો આ દયા દેતાં બધાં એ છે !

હમારી તો બૂરાઈમાં અધુરૂં કાંઇ એ છે ના !
મગર મોલા ખુદાઇમાં અધૂરો કાંઈ એ છે ના !

ભલા પ્યાલા ! અરે ! રે ના ! સનમ તારી તને આપું !
તને માશૂકની ઝુલ્ફે સીસાની સાથ હું ટાંગું !

મગર તુંને, શરાબે ને અહીં કાં રાખવાં હાવાં ?
હમારાં દર્દ તો ભૂલી જવાતાં ના, નથી જાવાં !

હમારા બાગની સડકે સનમ દેતી·કદમ ના ના !
રસીલા તું મજાઓના મજા જ્યાં હોય ત્યાં જા જા !

મગર છેલ્લે સનમને તું કહેતો આટલું જાજે :—
"અરે ભોળી ! પરહેઝીથી જરા છુટી હવે થાજે !

" અને દિલદાર તારાને દફ્ન છેલ્લે નહીં કરજે !
" મગર તેની કરી મિટ્ટી શરાબે ભેળવા દેજે !

" કરીને બૂચ એનાં તું સીસા પર રાખજે નિત્યે !
" ભરી પીતાં પછી એને જરા સંભારજે નિત્યે ! "

હવે કિસ્મત ભલું તારૂં હજો તારી સડે, વ્હાલા !
જિગરની આ હવે છેલ્લી સલામો છે તને, પ્યાલા !

૨૮-૨-૯૮.



## अमारी स्थिति.



હમારે તો ચમનમાંથી ગુલોના ખાર છે આવ્યા !
હમારે તો જહાંમાંથી બધે જલ્લાદ છે આવ્યા !

નથી પીનારને કોને હમારૂં ખૂન આ ભાવ્યું !
ઝુકેલી ડોક પર ખંજર ન દેવું કોણને ફાવ્યું ?

હમારૂં ખૂન દિલબરને સીસી શરબત તણી ઠેરી !
હમોને તેગ એની એ દવાઓ દર્દની ઠેરી !

હમે જેને અમી માન્યું, હમોથી દૂર એ ચાલ્યું !
જિગરથી ઝેરનું પ્યાલું તસુ એ દૂર ના ચાલ્યું !

હમોને આ જહાંઓનો બતાવ્યો માશૂકે રસ્તો !
સનમ જેવી જહાં તેવી, બધે એ એક છે રસ્તો !

નકી એ એજ ખંજરથી હમોને કોઇ દી ખોશે !
પછી તો રોઇને અક્કલ બધી પોતાની એ ખોશે !

કબરમાં જ્યાં હમેંજાશું ફુલો ત્યાં આવશે દેવા !
મગર આ ઝિન્દગીમાં તો બની ભાલાં સદા દેવા !

અરેરે ! આશકોની તો વધારે મોત છે કીમત !
સનમને જીવનારાની નહીં કોડી તણી કીમત !

શરાબો પી હમેંએ એ સુખોમાં ભાન ના રાખ્યું !
સુખોનું ફરનું નામે હવે તો છે દિલે રાખ્યું !

નહીં જે આપતા તેને હવે આ માગવું આવ્યું !
બુરૂં એ માગવું આવ્યું, મગર માગ્યે ન કૈં આવ્યું !

મળેલું માગતાં જેને નકી તે માગતાં આપે !
ખુદાએ ના તને આપ્યું ! પછી તું શું મને આપે ?

ભિખારી સૌ ભિખારીથી જહાંમાં ભીખ માગે છે !
હમારૂં કિસ્મતે કાંઇ સદા એવુંજ માગે છે !

૨૨–૪–૯૮.



## પ્રિયાને પ્રાર્થના.



લવાતું આવું કંઇ : ધરીશ નવ તેનું દુઃખ, પ્રિયે !
પ્રિયે મૃત્યુવેળા લવન કરતાં દગ્ધ સઘળાં !

પછી મૃત્યુમાં તો નથી નથી કશું કાંઇ વદવું,
નથી છેટું તેને, હુકમ કરઃ હું તત્પર, પ્રિયે !

કહેવાનું મીઠું હજુ સુધી પ્રિયે ! છે બની શકયું,
નથી ખૂંચાવ્યો મેં તુજ ઉર મહીં કંટક કદી ;
તને ખૂંચ્યાં એ તો કુસુમ સહુ મારા હૃદયનાં,
પ્રિયે ! કેવું ભાગ્ય ! પ્રસૂત તુજને કંટક દિસ્યાં !

મશાલો પ્રીતિની તુજ જિગરની તેં પણ રચી,
રુચ્યું તેની પાસે મુજ જિગરને નૃત્ય કરવું;
પરન્તુ સાચો તો પ્રણયભડકો જે સળગતાં,
પતંગોની પાંખો ઘસડી કરતો ભસ્મ સઘળી.

પ્રિયે ! એ વહ્નિમાં મુજ દિલ તણી પાંખ સળગી,
હવે તારી પાસે નવ થઇ શકે નૃત્ય કરવું;
હવે તો ત્યાં છેલ્લે મુજ જીવનના શ્વાસ વહતા,
વસન્તોમાં જેથી મુજ જીવિતને પાનખર આ !

ઘણાંઓને લાવે પ્રણય સુખની માળ સઘળી;
વિનોદો જૂઠા એ સુખથી સુખ છો એ હસવતા ;
મને તો હર્ષોની સરણી દુઃખમાંથીજ મળતી,
સખી માટે રોતાં કંઇક હતી શાન્તિ હજુ સુધી.

પ્રિયે ! એ ચ્હેરાનું કવન કર શ્લાઘા કરી કરી,
જરા ગાજે ગાજે હજુ પણ પ્રિયે ! સૌમ્ય સખીનું;
અરે ! છેલ્લાં સ્વપ્નો અવટિત કહી ભૂંસીશ નહીં,
બધું તુ માને તે તુજ સહ રહ્યું છો, કહીશ ના.

બગાડી ના દેજે મુજ હૃદયની મૂર્તિ મધુરી,
જુદાઈ તારે જો કથન કરવી તો દૂર જજે;

પ્રિયે ! ભક્તોની આ ઘટિત નવ કંઈ આળ કરવી,
નથી સ્હેવાતું તો મુજ હૃદયને દૂર કર તું.

ન ઇષ્ટોની ગિલ્લા કદિ પણ સહી ભક્ત શકતાં,
પ્રિયે ! શ્રદ્ધાલુ છો સુખથી નિજ શ્રદ્ધા સહ રહે;
પ્રભુને ન્હાજે તું, મુજ પ્રભુ નહીં કો અવર છે,
તને પાયાણો તે મુજ જિગરનું જીવન ઠર્યું.

સુણે તું તોયે શું ? સુણીશ નહિ તોયે નવ કશું,
ઠર્યું છે મારે તો તુજ પદ કને રોઇ મરવું;
પ્રભુ આ હૈયાનો તુજ ઘર મહીં વાસ કરતો,
પ્રિયે ! ભીખું તેને ગણીશ કદુ ના આ ગરજીને.

રુચે તે રીતે તું મુજ પ્રભુ તણું દાન કરજે,
બતાવે શી રીતિ ગરજી વળી જે યાચક ઠર્યો ?
હું તો ઘેલો એના અધરરસનો લોલુપ સદા,
અને ચાવીતાળું અમરરસનું એ તુજ કને.

તને એ મુશ્કેલી કંઇ કંઇ હશે તોય પણ શું ?
કદાપિ તે દાને તુજ કર ન લાંબા થઇ શકે ?
અરે ! દાતારોની સ્થિતિ ન નિરખે યાચક કદી,
પ્રિયે ! બીજે ભૂખ્યાં હૃદય નવ ધોખો ધરી શકે.

નહીં તું દે તો હું મુજ શિર ધરી દાદર પરે,
મરી ખાકે થાતાં રડીશ પદની ધૂળ બનતાં;
ન આવો કોઇને હજુ સુધી હશે યાચક મળ્યો,
વળી તુંથી અન્યે પ્રભુ તણી હશે લૂટ ન કરી.

પ્રિયે ! હું જાણું છું, મુજ હૃદય ઇચ્છયું નહિ મળે,
છતાં તારી પાસે રુદન કરવા ટેવ જ પડી;
અરે ! કિન્તુ તારો કર ઉપડશે દાન કરવા,
પછી તો જાણું છું, મુજ ઉર નહીં યાચક રહે.

પ્રિયે ! હું જાણું છું, રુદન મુજ તુંને દુઃખ કરે,
છતાં એ રોવાનું કમનસીબ છુપું નવ રહે ;
ઘણાં સન્નિપાતે જખમી દિલ જેવાં બડબડે,
ગણી તેવો જૂઠી પણ જરૂર 'હાહા' જ કરજે.

૨૪-૪-૯૮.



## दिलने दिलासो.



વનેથી એ સીતા તુજ તરફ પાછી જ ફરશે,
અરે ! જેનો ચ્હેરો ઘડીક છુપી ચાહ્યો ! રડીશ ના !
હવે ના રોજે, હો, સહુ દુઃખ તણા વાસ મહીં એ
સૂકેલી ભૂમિથી હજુ પણ ફુલો એ નિકળશે.

અને છુપા દર્દે હૃદય વ્રણમાં જે ઢળી પડયું,
તૂટેલા હૈયા રે ! સુખ ફરી તને હાથ ધરશે !
પ્રભુ ! શાન્તિ હાજો ક્ષુભિત ઉરને ! તું રડીશ ના !
રડે તો કોને હા ! તુજ સમ બહુ ના ગત થયું ?

હવે ના રોજે તું ! મધુ સમય તારા જીવિતનો,
હજુ ફૂટી નીલો તુજ ગૃહ તણો બાગ રચશે !

અને પાળેલાં એ તુજ ચમનમાં પંખી સઘળાં,
શિરે પુષ્પોનાં એ પડ પર પડો કેક ધરશે !
નહીં છુપી ચાવી પ્રભુકર તણી તું લઈ શકે,
છતાં પ્રીતિથી છો ઝગમગ થતી એ જવનિકા !
પ્રભુ રોનારાંને રુદન કરવાનું જ ધરતો !
અરે ! રો ના ! આશા તુજ જિગરમાં છો પ્રકટતી !

જશે એ દહાડો ને ગત પણ થશે કાલ, અથવા
હશે તારો વારો હજુ પણ જરા દૂર અધિકો !
ફરન્તાં ચક્રે આ તુજ નસીબની લ્હાણ મળશે !
અરે ! રો ના, હૈયા ! તુજ સહુ અધીરાઈ અમથી !

સુવર્ણી થાશે એ રવિ તુજ કદી કિસ્મત તણો,
બધાં કાળાં પાનાં ઉપર નવ બાજી હરિ તણી ;
ધરે ધીમે ધીમે ઝુલમગરના ઝુલ્મ સ્થિરતા,
બધા નીલા કાંટા કુસુમ ધરતા ! તું રડીશ ના !

અહો ! યાત્રાળુ ! તું ક્ષિતિજ પર તો દષ્ટિ કરજે !
રડે છે શાને તું ? મૃગજલ બધે હોય નહિ, હો !
સુનેરી રેતીની મધુર ખુશબો માનસરની,
નથી શું તારૂં આ મગજ તર આખુંય કરતી ?
વૃથા કાંટા તારા ઉર પર કરે છે ઉઝરડા !
અહા ! હાવાં તો આ કુટતી કલીને મોર ટહુકે !
પ્રભુ·ઠારો તારૂં ધગધગ થતું રક્ત સઘળું !
બહુ છે જોવાનું ! નયન નવ ફોડીશ રડતાં !

બધી વેળા જો કે તુજ જીવિતનો મ્હેલ ડગતો !
અને ચોપાસે આ મરણુનંદ મોટો ઘુઘવતો !
રહે છાનું ! રો ના ! જલ ઉપર નૌકા તરી શકે !
કિનારે ઇચ્છેલે અનિલ શઢ તારો લઇ જશે !

ખરૂં છે, કે પાસે નહિ નહિ જ કો બન્દર દિસે,
ખરૂં છે, કે જંગી ગડગડ થતા લોઢ ઉછળે ;
બધી લ્હેરી કિન્તુ ઘસડી વહતી એક જ સ્થળે,
જહીં ઓલ્લે ફેંકી થઇશ હલકું ! તુ રડીશ ના !

ખરૂં ! તારાં મિત્રો તુજ જિગરની કાતર બન્યાં !
ખરૂં ! તારી સૂકી રસહીણુ થઇ આ ઝૂંપડી એ !
ખરૂં ! તું વંટોળે ગગન ચડવા તત્પર થયું !
પડયું વારે વારે ! શિથિલ સઘળા આ અવયવો !

રહે છાનું ! એ તો વિભુઉર તણું ઇચ્છિત બન્યું !
રહે છાનું ! ના ના ઘટિત નબળાઇ પ્રકટવી !
જનોને જૂઠું આ રુદન તુજ ભાસી હસવતું !
ખરૂં તો ના ફાટે કયમ હજુ સુધી ? તું રડીશ ના !

બધાં પ્રેમી અશ્રુ પ્રભુ ઊપર બેઠો ગણી રહ્યો !
ન રો ! એને દર્દી સહુ જિગરની જાણુ સઘળી !
સુણ્યાઈ તારી એ કતલ દિલની માંદગી બધી !
દવા દેશે ! રો ના ! અકસીર તહીં ઔષધિ બને !

હવે દે ગીતાનું તુજ હ્રદયને ગાન કરવા !
ઘડી લે એનાથી સહુય તુજ સંસાર સઘળો !

ન રોજે ! મારૂં તું પણ કદિં મને પૂછીશ નહીં !
પરન્તુ રોતાં તું મુજ મન તણી વાત કરતું !

" સુવર્ણે આજે તો રુદન કરતાં પત્થર જડું !
" કયે દ્હાડે કિન્તુ જરૂર જડશે કોણ હિરલા ?"
કહું છું હું એ તો સુખથી કથજે તું પણ ભલે !
છતાં રોઇ શાને કવન કરવું ? તું રડીશ ના.

૨૬-૪-૯૮



## प्रथम निराशा.

—0•═══•0—

આશાની પીડા વીતી છે !
અશ્રુધારા ના વીતી છે !
કાલમુખે જાવા પ્રીતિ છે !
વીતી છે તે વીતી છે !

આશાના વણુ હ્વાવાં ભાવે !
કોણ ફરી ક્યાંથી એ લાવે !
આશા કોણે ક્યાં લૂટી 'તી ?
કોણ જાણતું, શું વીતી 'તી ?

આશા તો આ ઉરને નડતી !
કોઇ અન્યને એ તો રડતી !
કોઇ કોઇ દી તમ પદમાં તો
વ્હાલાં પુષ્પ બની પડતી ' તી !

પીડા, તો પીડા એ મારી !
કાંઇ નથી, તેથી તો સારી !
વીતી છે ! વીતી છે એ તો
મીઠી લાચારી !

હાવાં આંસુ એ ના ઊન્હાં !
રોવાનાં ગીતો એ સૂનાં !
ઉષ્મા જીવનની વીતી છે !
મોત તણી થંડી જીતી છે !

હૈયે શ્વાસો તોય ફરે આ !
કંઠું મહીં નિઃશ્વાસ તરે આ !
વ્હાલાં ! કાષ્ટ બળ્યું જીવે આ !
શું વીતી ? શું ના વીતી છે ?

૧–૫–૯૮



## जीवनहानि.



ફૂટી ગયેલ ઘટની ઘટમાલ જેવાં
મારાં ફર્યાં વરસ : જીવનબાગ સૂકયો ;
એકેય બિન્દુ નવ ચોવીશ ચક્રમાંથી,
વા કોઇ એ ન ઘટમાલ સમારનારૂં.

સેવા બજી ન પ્રભુની કશી કોઈ દી એ,
બાકી રહી સહુય ચેતનહીન આશા ;

તેમાં પરન્તુ ઉરને ફરિયાદ ના કૈં,
જાયે ગુલાબ કહીં કંટકને રડીને !

મારૂં સદાય સહવું સહુ છે સહ્યું મેં,
માળી તણો કર સુખે જયમ પુષ્પ સ્હેતાં ;
મારી ગરીબ કવિતા બસ કાંઇ રોતી,
તેવી પ્રભુ પણ ક્ષમા સહનારને દે.

હું વિશ્વનો નહિ જ કૈં ઉપયોગ જાણું,
કો એહમાં ગતિ તણું ઉર મૌન ધારે ;
મારો હિસાબ વિધિ પાસ કશો ન લાંબો,
જીવ્યો, મરીશ : જયમ તારક ત્યાં ખરે છે.

સેવા તણી ગરજ છે વિભુને ન મારી
નૌકા તણી ગરજ ના જયમ સિન્ધુ રાખે ;
સૂઇ ઉભા રહી પ્રકાશની રાહ જોવી,
તેમાંય એજ હરિની બજતી જ સેવા.

આ શુષ્ક પાનખર શી મુજ દગ્ધ આશા,
તેને પરન્તુ હજુ છે ફરિયાદ કાંઇ ;
ફિક્કાશ આ રુધિરની રડવી નથી કૈં;
એ પ્રેમનો તડફડાટ બધો ગયો છે.

જે સર્વદા સહજપ્રાપ્ય તજી દઇને
જે લાધવું કઠિન ત્યાં નિજ તીર તાકે ;
તે પ્રેમને ઘટિત અશ્રુ બધાંય ત્યા છે :
તેમાં કશીય ફરિયાદ કરી ન છાજે.

કિન્તુ વસન્તસમયે સહુ પુષ્પ ખીલે,
તોફાન સિન્ધુજલમાં શરદે શમે છે ;
જ્યાં શાન્તિનો સમય માનવીઓ ગણે સૌ;
ત્યાં દર્શને ન હજુ શાન્તિ તણું હું પામ્યો !

બાલ્યા ગઇ જ, ગત યૌવન છે થયું, ને
મૃત્યુ તણા ય પડઘા શ્રવણે સુણાતા ;
તોયે રડે તરસમાં મરતો બપૈયો,
ને પિંજરા હૃદયને ફરિયાદ રોવી.

૯–૫–૯૮



## मारो खजानो



જેણે ખજાનો જ્યાં કર્યો તેનું જિગર ત્યાં ત્યાં નકી !
જેનું જિગર જ્યાં જ્યાં ઠર્યું તેની ઠરી ત્યાં ઝિન્દગી !

હાવાં મોતની એ મહફિલે,
ચાવી ખજાનાની રહે !
મહેતલ ન કાં પૂરી બને ?
શું એજ માગે આંખડી !

આ ચરમની દૂરબીનને
શું રૂપ તે મોતે હશે !
ક્યાં એ સનંમ ! ક્યાં મોત એ !
પલટયો ખજાનો શું બની !

ના ના ફુલોવાળી સનમ !
ના ઇશ્કના હાથે દફન !
આકાશનું હોજો કફન !
મુજ ત્યાં જિગર ! ત્યાં જિન્દગી !

માશૂક પ્યારી સર્વને !
આ મોત તો કૈં ના ગમે !
મારા જિગરને જે દમે,
તે મોત માશૂક છે ઠરી !

એથી સનમ બ્હીતી હતી !
એ દૂર : હું રાજી નકી !
પાસે હવે લાગ્યે ખુશી !
આશા એ હમારી ઇદની !

મારી સનમના ઝુલ્ફની
શાહી હમે જોઇ નહીં !
જોવી સફેદી એ નથી !
લાલી, સફેદી મોતની !

મૂકી હવે જો મોતમાં,
તો ઝેરના પ્યાલા ઘણા
બેભાન જો પીને બન્યા,
તો, દ્હેરમાં જાવું પતી !

જે મેંદીની વાદળી,
માશૂકની લાલી બની,

ત્યાં એ છબી એ મોતની,
આજે નઝર આગળ ખડી !

જ્યાં જ્યાં દિદારો માશૂકી :
જ્યાં એજ ગાલોની સ્મૃતિ :
તે તે ગુલોની એ કલી
ચીંધે મોત સામી આંગળી !

મારો ખજાનો જોઉં હું !
છે પાસ કાં ના લેઉં હું !
માશૂક વરવી કાં ગણું !
લાગી નઝર તો એ ભણી !

એ રીઝતી કે ખીજતી
તોયે સનમ રૂડી હતી !
શું મોત છે એની છબી !
કેવી શિકલ, રે રે ! હરી !

પેલી ઝરી આવતાં
શું એ મુખો આવાં થતાં !
શું મોતનાં તે મોતમાં !
તેનાં બુઢાપા એ વળી !

" રે ! ઓ ! સનમ ! રે ! ઓ ! સનમ !
" તારા જમાઓ કર ખતમ !
" દેખાડી તારૂં દે બદન !
" હું તું સનમ ! ભૂલું નહી !"

એ બોલતાં એ શી ફૂરે !
એ લાલ રંગો શા તરે !
સુન્દર બઇપ્રી તો કરે !
તોયે ન કાં ભેટું હજી !

જે મત્ત તરુઓ મદ ઝરે :
જે કેફમાં વેલી ચડે :
તે આંસુડાં ખારાં બને,
મુરઝે ગઇ ! વેલી કહીં ?

જડ વૃક્ષ થઇ એ ઝૂરવું !
શશીહીન વા કુમુદ થવું !
દઢ શીદને બનવું કશું !
નકી મોત કોમલ પ્રીતડી !

કે કોઇને શું ના ગમી
આવે સનમ જે આપથી ?
તું ભીખતો તે આ ઉભી !
જા, પુણ્યશાલી ! ભેટની !

દેતો ખજાનો એ ખુદા,
એ પામતાં તે પાપ શાં !
તું કાલનો થઈ આજ જા !
જા, પુણ્યશાલી ! ભેટની !

૧૯–૧–૯૮.

## વ્હાલાં.

—0———0—

વ્હાલાંને વ્હાલાંની પીડા !
લૂછાતાં અશ્રુ એ ક્રીડા !
મારાં તારાં : તારાં મારાં :
એ દુખડાં સુખડાં સુખડાં !

મારાં તો દુ:ખ સૌ મારાં છે !
વ્હાલાં ને સુખ સૌ વ્હાલાં છે !
ટેવાયાં લેવાને એ તો
મારાં દુખડાં છે !

ટેવાયાંને ના લાગે કૈં !
ટેવાતાં હસવું જાગે કૈં !
મારે તો રોવું ને રોવું,
જાનું તાનું કૈં !

વ્હાલાં ! ટેવ મને એ બાઝી !
પોખાની ક્રીડા સૌ દાઝી !
તોયે આ દાવા પીએ તે
ખોટી છે બાજી !

૨૪–૫–૯૮.

## ખોવાતું ચિત્ત.

—0———0—

...ને જલ એ વહતાં રડતો !
...માં પાણી હું ન મને ગમતો !

મુજથી પણ આ મુજ ચિત્ત બને શુભ
એ સહવું ક્યમ ? ના સમજ્યો !
ઉર બ્હાર વહી જ ઉરત્વ જતું !
જલદી જયમ દૂર જલત્વ બને, અહ !
મીન ગરીબ રહેઃ ન મરે, અહ !
એ સહતાંય સર્યું ન થતું !

૨૫-૫-૯૮



## જેને વીતી ગઇ.



‘ જેને વીતી તે તો જાણે, ’
જખમી એવું માની માણે ;
ખોળામાં શિર ધરવા આણે,
ત્યાં આ ખંજર શું !

જેને વીતી તે બોલે છેઃ—
“ હાં ! કૈં વીતે તો તુંને છે !
“ વીતે તો છોને વીતે છે !
“ વીતે એમાં શું ? ”

જેને વીતી ગઈ સંસારે,
તે તો બેપરવાઇ ધારે !
વીતે છે તેને તો,
જેને વીતી તે વાચ્યે શું !
જેને વીતી તે સાચે શું !

વીજ વાદળી સાથે જાતી,
ક્ષણે બઇ: આજે ભૂલાતી !
સૂકાઇ કોરી છાતી થઇ,
જેને વીતી ગઈ !

૧-૬-૯૮.



## શંકારસંગ.



ચીરો પડયો હ્રદયની મુજ આરસીમાં,
જેમાં સખીવંદનનું પ્રતિબિમ્બ ઠેર્યું;
રે ! એ છબીય વિરહે કટકા બની બે,
બે ભાગમાં ત્રુટિત ચમ્પકની કલી શી !

શું સત્ય એ પ્રણયદર્શન સ્વપ્નનું, કે
આ આરસી તૂટી ગયેલ તૂટયું જ દેખે ?
ચીરાય છે હ્રદય એ સખીનું અધિકું,
કે ફાટ આ જિગરની અધિકી બને છે ?

અન્ધાર છે વિકટ : જ્ઞાન રહ્યું નથી કૈં,
જે પ્રેમથી ઉદય પ્રેમથી અસ્ત પામ્યું !
જેવી ઉઠે વીજળી વાદળી સાથ કિન્તુ
એ મેઘનો જ અતિયોગ થતાં છુપાતી !

છાતી તણું શયન પાથરલો હતો, ને
જે કાજ અંગ સૂજતું કરતો આશીષું;

તે એ ન આજ મુજ સાદ સુણી ઉઠે આ,
કે નાદનું ગગન વાહક ના બને છે !

ઉન્માદથી નયન અન્ધ નથી થયાં આ,
ફાટી પડયા ન હૃદયે અથવા વિકારો;
છે દર્દ તો સમય, કૈં નહિ શૂન્યતાનો,
તોયે વિચાર ગતિ કેમ કરી શકે ના ?

છે લોભ કીર્તિ, સુખ વા યશનો ન કાંઈ,
છે લેશ એ વિષયની રજ ના અમીસે ;
છે કાંઇ કોઇ સુખનું, પણ તે ન હાવાં,
છે લોભ તો દઇ ચૂકયો સઘળી સલામી.

રે ક્રોધ ! એ ઝનૂન રાક્ષસનું બિચારૂં;
કયારે હતું ? કયમ ગયું ? નવ તેમ જાણું !
પ્હેલી ટકોર ઉરમા અડતાં ખર્યું એ,
ધારા પડી જલ તણી જ્યમ ચુર્ણ થાય !

કંગાલને ન મદ તો ઘટતો કશો એ,
ભિખારીને કદિય સમ્ભવતોય ના ના ;
એના સદા સહુય તીર બની જ બૂઠા
આ આરસી ઉપર કાર કરી શક્યા ના.

હા કામ ! એ કુસુમતીર સ્મૃતિ મહીં છે,
એના ગુલાબમય કંટકના અણો આ ;
હા દેવ કામ ! મૃદુ યૌવનની પતાકા,
તે કૈં હશે, નવ હશે, ઉરફાટ આંહીં.

એ લાગણી ઉપર રહેમ જરા ઘટે છે,
જે છાતમાં વિષય અન્ય ઉડી જતા સૌ;
જે એક પ્યારશરણે જ સદૈવ પોષે,
સ્વાભાવિકી શી ઉપભોગની યોગ્યતા ત્યાં !

એ કામનીય પણ ભસ્મ તણીય મૂર્તિ
ના છે રહી હૃદયમાં રતિ કાજ હાવાં ;
એ દંશનું વિષ બધું ઉતર્યું દિસે છે,
વેરાય આ નયન તોપણ કેમ આવાં !

સૌન્દર્યપૂજન ઉરે અધિકાર પામ્યું,
તે ભાવદૃષ્ટિ પણ છેક સરી પડે છે !
છે ગ્રાહની કરવતી સઘળે ઘસાઇ,
તૂટી ગયેલ પણ નિર્મલ આરસી આ !

માશૂકની પ્રતિકૃતિ પણ કેમ આવી !
જેવી દિસે ફૂટી રહેલ ઝરે તૂટેલી !
શું ઝાંઝવાં જલ અને જલ ઝાંઝવાં છે,
કે આ કુરંગ તરસ્યું ફફડે મિચાઇ ?

કે ' સ્વચ્છતા તણી કણી પણ સ્વચ્છ જોતી,'
એ વેણ શું પ્રભુ તણું લલચાવવાને ?
કે આરસી ઉપર અશ્રુ હજી પડયાં તે
લૂછી લૂછી ફરી ભૂકી કરવી પડે શું ?
કે પ્રેમ માનવી તણું વિષયો જ સર્વે,
જે તોડતાં મનુષ્ય જીવન સાથ તૂટે !

કે શું અપકવ ફૂલ મેં ઉચકી લીધું છે,
જેથી ન બીજ બન્યું છાલ થકી નિરાળું ?

કે શું અનન્ત યુગની મુજ આરસી આ
જાણી શકી ન હજુ વિશ્વ તણી ગતિ કૈં !
હું આ અહીં પવનવેગ વતી ઉડું તે
છે પાત કે પ્રિય ભણી ચડવું હશે આ !

મારૂં હજુ રણુ વધુ વધુ શુષ્ક થાતું,
જાણે ફરી જીવિત પત્થરમાં વહે આ !
છે વિશ્વમાં સહુય એક ભણી ગતિમાં,
તો મોક્ષ, જ્ઞાન, સહુ પત્થરમૂર્તિઓ શું !

માશૂક ધૂળ ! પછી આશક ધૂળ ચ્હેલો !
શું પ્રેમપક્ષી બસ એક જ પાંખવાળું ?
શું ધૂળ ધૂળ મહીં ધૂળ થકી ઉડે આ ?
શું સ્વાર્પણો, પ્રણય, ધૂળ તણાં જ નામો ?

મારી સખી હજુય અક્ષર ઉચ્ચરે ના !
શંકા તણી કસૂર માફ કરી શકે ના !
હાવાં ન સાદ પણ કંઠથી નિકળે આ !
એ કયાં હશે સમય માશૂક જ્યાં પુકારે !

ગ્રીષ્મે મયૂર ટહુકયે નવ મેઘ આવે !
માશૂકને નહિ જ આશકનું કશું એ !
ચીરાય છે હૃદય એ સખીનું અધિકું,
કે ફાટ આ જિગરની અધિકી બને છે !

૩–૬–૯૮.



## एक आशा.

વ્હાલાં ! જૂદાઇ તો આવે !
આંખો આંસુ મિથ્યા લાવે !
યાદી એકલડી રહેવાની,
એ એ રોવાને !

ક્રૂર દાઝવું જો ના થાયે,
જો ના દહાડાથી ઓલાયે,
જો યાદી ના કૈં ભાવે તો,
ભૂલી જાવા આશાઓ !

૪–૬–૯૮.

## एकलो बोल.

" ચાહું છું, " બાલે ! તું કહે છે :
તો કાં આંખ મહીં ના એ છે ?
ના કાં એ ગાલે છે રમતું
એલાડી પેલું ? આનન્દી પેલું ?

મારામાં એકજમાં તારો
હૈયે હોત ઠલાવ્યો ભારો,
તો તો વ્હાલી બાલે ! આવી
કંગાલી શાને ?
શાને હેવાતે ભાલે !

જ્યાં જ્યાં ભેટો થાતો, બાલે !
ત્યાં આ રક્ત ઉછાળે ચાલે !
થંડું ત્યાં તારૂં તો ભાલે !
પ્રેમે ઉત્તર શું ?

બોલ એકલા તુજ દિલ ખોલે !
મારૂં નામ મૃદુ શી બોલે !
તોયે આ ઉરના જુસ્સા ના
તવ હૈયું ફોલે !
બાલે ! તવ હૈયું ફોલે !

જોને, પરવાળાં તારાં એ
આ ઓષ્ઠે કો દી શાં આવે !
તોયે હિમભર્યા સિન્ધુની
શરદી કાં લાવે ?
બાલે ! શરદી કાં લાવે ?

શબ્દ માત્ર શું હું જેવાને ?
બોલતાં તું જેવીના એ !
પ્રીતિ શી ? જે ના છે ગાલે,
ભાલે કે ચાલે ?

રાતે સપને તું આવે છે :
ત્યાં તો કૈં જૂદું લાવે છે !
કમ્પે કમ્પ, સ્મિતે સ્મિત, બાલે !
સપનાં તો વ્હાલે !

સપનાં તો સપનાં સપનાં છે !
જાગી જોતાં શા ખપનાં છે ?

ભેટન્તાં અહિંયાં તો બાથે
પ્રતિમા આરસની !

બાલે ! આ હૈયે ચમ્પાતાં,
જો તુંને સુખભાન કશું ના,
તો તું ડાહી હોશે !

તો તું સુન્દર હોશે !
નિત્યે નિર્મળ હોશે !
કિન્તુ પ્રીતિ ક્યાં !

૪-૬-૯૮.



## न्हासी जती मृगीने घवायेलो मृग.



જરા પાસે ! જરા પાસે ! પારાધિ હજુ દૂર છે ;
ચોટેલો કાળજે ઝેરી તાજો ઘા અતિ ક્રૂર છે.

ન તીર સાથે હણનાર પ્હોંચે,
ઘા સાથ ના જીવ જતો રહે છે ;
ઠર્યો નથી ઘા : હજુ રક્ત ઊન્હું,
હજી રહ્યું સ્નેહનું ભાન જૂનું.

સૌન્દર્ય આ વિશ્વ તણું ન જોવા
એ હાલ બેઠેલો ઉપભોગનો આ,

તારી પ્રિયે ! એક જ દૃષ્ટિ લેવા
હજીય ઈચ્છા હૃદયે ભરેલ છે.

હવે ટોળું બધું મારૂં ન્હાસી દૂર જતું ભલે
વેદના ઠારવા કિન્તુ ઠેરવું તુજને ઘટે.

બધેય વ્હેલી નિજ ઝિન્દગી શું !
હજી શું એ ત્રાસથી કમ્પતી તું !
છે તીર કો અન્ય ન છૂટવાનો !
દીર્ઘાયુ તું સાથ કુરંગ આ હો !

નથી અહીં વરીનું વૈર લેવું,
નથી અહીં શોણિતબિન્દુ દેવું;
અહીં રૂડું સ્નેહનું દર્દ સ્હેવું,
તહીંય સ્વસ્નેહની આ શી ભીરુતા !

જરા પાસે ! જરા પાસે ! મારો આ વ્રણ ચાટવા !
અરે વ્હાલી ! હવે તો આ લાગે છે સ્વર ફાટવા !

ભીરુ બન્યાં અંગ બધાંય જેનાં,
કેવાં મૃદુ વ્હાલ સદૈવ તેનાં !
વ્હાલી ! છતાં એ સહુ સ્નેહ કાચા,
સૌન્દર્ય જો ભવ્ય બની શકે ના !

એ શું બધી દેહ તણી જ માયા !
આત્મા પરે પ્રેમની શું ન છાયા !
માની હતી ઓતિ વિશાળકાયા,
તહીંય આવી લઘુતા ભરેલ શી !

સ્નેહને તોડવા જાણે મારૂં આ મન થાય છે,
ઝપાટે શ્વાસ આ કિન્તુ ચાલ્યો દૂર જ જાય છે.

અરે ! અહીં છેવટ સર્વ ભાસે,
ફુલંગ દેવા ન ઇલાજ પાસે ;
પ્રિયે ! પડી પ્રેમની ગ્રન્થિ તેને
કૈં જોઇએ કાલ જ તોડવાને.

બીજા વ્રણેથીય બચાવવાને,
જે માનતો તેજ મનાવવાને,
ફુલંગ દે એકજ આવવાને !
પ્રિયે ! પ્રિયે ! આ તુજ સાથી જાય છે !

જરા પાસે ! જરા પાસે ! બહુ ના, ક્ષણ એજ છે !
પ્રિયે ! તું ચાહતી જેને આ વ્હાલો તુજ એજ છે !

તને સ્મૃતિ હો અથવા નહીં હો,
ભૂલી બધું તું ક્ષણમાં જ, ઓહો !
જે રેડતી જીવન મૃત્યુમાં એ,
મીઠી સ્મૃતિ આ ઉરમાં તરે તે.

ન ચાહવું, પુરુષથી બને ના !
સ્ત્રીજાતિથી સ્નેહ કશો મળે ના !
જૂદી જ કૈં પ્રેમ પિછાન દે આ !
છતાંય આ ઝિન્દગી તુંજ તું મથી !

અરે ! એ તો સ્મૃતિથી એ જાણે જીવ ફરી વળે !
કહિ તું ફેંકતાં તો આ ફુગ્ગાઇ ક્યમ ના મળે !

સ્હવારથી સાંજ સુધી શીકારી
થતો હતો પાછળ બાણુધારી ;
જૂદાં થઇ આપણુ ભેટતાં તે
તને ન શું યાદ જરીય રહે છે !

હર્ષાશ્રુ દેનાર શિકારીનો એ
કેવો થતો 'તો ઉપકાર ત્યારે !
અંગૂર શી નૂતન શીંગડી તે
શી થાકને સર્વ હરી જતી હતી !

જરા પાસે ! જરા પાસે ! હર્ષાશ્રુ હજુ આપવા !
મૃત્યુમાં ચાલનારાની છેલ્લી લ્હાણુજ ચાખવા !

હર્ષાશ્રુ વ્હાલાં તુજને સદાએ,
તને મળું ત્યાં હજુ એજ એ એ ;
જે સ્નેહસિન્ધુ મહીં ઉપરિ છે,
તે ઉર્મિનો વાસ તને રૂચે છે.

જે બિન્દુનો સિન્ધુ મનાવવાને,
જે સાગરે સ્નાનથી મ્હાલવાને,
વિયોગ તું ઇચ્છતી પામવાને,
પ્રિયે ! અહીં તે તુજ કાજ નાચતું !

પ્રિયે ! તું ઇચ્છતી તોયે જૂદાઇ ગમતી નહીં !
હવે શું અન્તની આવી તને કૈં દમતી નહીં ?

કે શું વિલાસી સહુ અશ્રુઓ તે
વિલાસની ઝાકળમાં ગળીને,

ઝર્યાં ક્યાં 'તાં તુજ નેત્રમાંથી
લોભાવવા આ તુજ મૂર્ખ સાથી !

વિલાસ જે સ્નેહ તણું જ અંગ,
તે આ કરે સ્નેહ તણો જ ભંગ !
વિલાસ તો છેક પતંગરંગ :
પ્રિયે તહીં સ્નેહ ઘટે મિલાવવો !

જરા પાસે ! જરા પાસે ! વિલાસી મૃગલી અહીં !
વિના એ નેત્રની છાયા છેલ્લે ચેન પડે નહીં !

કંગાલ છે સ્નેહ વિલાસના એ,
તેમાં જ વીતી મુજ ઝિન્દગી છે ;
એ આંખ, એ આંખ, એ આંખ તારી :
પ્રીતિ નહીં, ક્રૂર, છતાંય પ્યારી !

કંગાલ જેની ગઇ ઝિન્દગી છે,
કંગાલ તેનું નકી મૃત્યુ એ છે;
કંગાલ આ રક્ત બધું વહે તે
પુકારતું એક જ વ્યર્થ ઝાંઝવે !

હવે તું આવતાં પાસે કંગાલી જ વધી જશે !
છતાં આ મર્મના ઘાને કાંઇ થંડક તો થશે !

અરે ! અરે ! છેવટ સત્ય જોવું !
તેથી સદા બહેતર અન્ધ રહેવું !
હતી પ્રિયે ! એકજ દૃષ્ટિ દેવી !
છેલ્લી ઘડી થાત અજાણુ કેવી !

નવું ભળી ધૂલ મહીં ભળું છું !
પ્રિયે ! છતાં મોહ મહીં તરૂં છું !
વિકરાલ દાવા દરદે જળું છું !
ફરે વળી મૃત્યુની મૂજ સામટી !

જરા પાસે ! જરા પાસે ! અરે શાન્તિ નહીં મને !
વિલાસી તું સુખી થાજે ! પ્રભુ શાન્તિ ધરે તને !

---

## दिलनी वात.

---

દિલે કૈં વાત છુપેલી સખી, તુંથી કહેવી !
હૃદય અર્પ્યું, જૂદાઈ ત્યાં સખી લાગે કેવી !

વ્યથા સ્હેતાં હજુ ખોયું નથી કૈં સ્નેહીતાન,
છૂટે ના એ પ્રિયે, હૈયા તણી ખુશબો એવી !

જહીં ચૂસી જખમ ઉપભોગ લેતો મીઠો સ્નેહ
તહીં ખાવિન્દને સ્થાપી ઉરે ગાદી દેવી !

ભ્રમર ઉડી જતાં ભોગી નિરાશે ગાઇ ગાન
અરેરે ! પંકજે શાને પછી રજને લેવી !

કહું કાંઇ કટુ મીઠું કહેવું કીધું પૂર્ણ ;
કહેવા દે મને વાતો રહી જેવી તેવી !

નહીં તું કાન દે : રે ! રે ! થશે આ હૈયા ચૂર્ણ;
બહેતર છે પછી મારે જૂદાઇ એ સ્હેવી !

દિલોની તો જહાં વાતો સદા માગી રહેનાર,
તને તો ચાહતાં સુણવા જિગર મારૂં, દેવિ !

કહું જો અન્યને તો છે સુણી લેનારાં લાખ,
મગર તારા વિના જાણું ન દિલ બીજું સેવી!

દિલે જે વાત કે ધીખી રહેલી : ઠારૂં આવ,
હૃદય અર્પું : જુદાઈ ત્યાં સખી, આવી કેવી !

---

## उत्सुक हृदय.

---

અહો ! ક્યારે પેલો કનકમય ભાનુ નીકળશે ?
પ્રિયાનો ભેટો જે કિરણકરથી કાલ ધરશે ?
હશે ત્યારે શું શું ? મુજ હૃદય ધારી નવ શકે,
તહીંનું અત્યારે અનુભવી થવા વ્યર્થ જ મથે.

ઉડું ? ના ઉડાતું ! ગડપું ક્ષણ તે ? તે નવ બને !
અને હાવાં હૈયું પળપળ અધીરૂં ટળવળે !
નિશા આળી : એતો રૂદન કરતાં ચૌ ગઈ વહી,
ઉષાની આ વેળા ચકવીચકવાને વળી પડી.

ગઈ છે સૌ ચિન્તા અનુકૂળ વિધિએ થઈ ગયો,
અમારાં ભાવીને શુભકર વિધાતા વણી રહ્યો ;
પ્રભુએ; વ્હાલાંએ, જગત પરનાં લોક સઘળે,
દીધો નિર્મી તેનો મધુર કર ઝાલી કર રહે.

હવે તો જાણે એ કુસુમપદને ચુમ્બન કરૂં,
બશાઇને પ્યાલે અધરપરવાળે જઇ ઠરૂં;
હવે તો એ પાસે મુજ જિગર કૈં તાંડવ રચી,
રહ્યું નાચી રાચી ઊદધિ રસનામાં રહ્યું મચી.

સુધાની પ્યાલી આ સહુ તરફ જાણે છલકતી,
હવામાં હીરાની ઝગમગ થતી આ રજ ભરી,
દિસે તાજું તાજું જગત સહુ રોમાંચમય આ,
જુદાઇના કિલ્લા હ્રદય ભડકે શું ઢળી જતા !

છુપી ક્રીડા પેલી રવિકર અને વાદળી તણી,
છુપી ક્રીડા પેલી અહીઉપઅહોની રસિકડી ;
ન રાખે કો છુપું મુજ હ્રદયથી આજ જરી એ
જહીં દ્રષ્ટિ નાખુ અનહદ તહીં આદર મળે.

છતાં 'લે! લે !" એવો મધુર ધ્વનિ જાણે ગણગણી
મને દેતાં દેતાં પવનલહરી કૈં ખસી જતી ;
નહીં પી દારૂ ને કુદરત વિનોદે ચડી દિસે.
પ્રભુને જોવાને અગર મદમાતી થઇ ચડે.

સદા હુ પૂજું તે મુજ તરફ છે જેટલી વળી,
અહો ! મારી પાસે કુદરત દિસે તેટલી ઢળી,
પ્રિયાને પામન્તા કુદરત બધી પામીશ નહીં,
જહીં ઇષ્ટપ્રાપ્તિ તહીં સહુ તહીં મહેર હરિની.

છતાં હાવા હૈયું પળપળ અધીરૂં ટમટમે,
સ્મૃતિનું ચિત્રે આ હ્રદ્દ પર કો ના સ્થિર રહે

હવે જોવા ચાહ્યું જિગર મુજ સાક્ષાત હરિને,
તહીં તેની કોઇ પ્રતિકૃતિ કશો શો રસ પૂરે!

વહે હૈયું મારૂં; અધિક નદ કોઈ નવ વહ્યો,
અને આ હા ડા તો ગતિ નિજ તજી સ્થિર જ થયો!
ઉડી જાણે જાશે મુજ રૂધિર આ એક ભડકે,
ઉડું? ના ઉડાતું! ઝડપુ ક્ષણુ તે? તે નવ બને.

---

# अनालापी गान.

---

પ્રભુ શું તે આંહી જગત પર છે કોણુ કથવા?
કહીં છે જે તેનું, સમજી સ્ફુટ નામે દઈ શકે?
'મને તેમાં શ્રદ્ધા', સમજી નિજ એ બોલ વદવા
કહીંના જ્ઞાનીએ કહિ પણુ હશે હિમ્મત કરી?

પરન્તુ પોતાના ઉર પર બલાત્કાર કરતો.
દબાવી મારીને કચરી નિજ અન્તઃકરણને,
કુહાડીથી હૈયું રૂધિર સઘળું પત્થર કરી,
હશે ક્યાં કહેનારો જગત પર 'શ્રદ્ધા નહિ મને'?

સદા ધાતા, દાતા સહુમય અને એકજ સદા;
કહે તે શું તુને મુજ ગરીબને ના ધરી રહ્યા?
કહે તે શું તુંમાં, મુજ ગરીબમાં ના રમી રહ્યો
અને સૌનો તેયો નિજ પણુ ન શુંએ બની રહ્યો

અહો ! પેલું ભૂરું ગગન નથી શું ગોળ સરખું !
ન શું હું ઉભો તે સહનશીલ અક્ષુબ્ધ ધરતી !
સ્મિતવાળા તે કેવા ચકમક થતા આપણુ પરે
નિશાની ક્રીડાના ચક્ર ફરતા રક્ષક રમે !

ન શું હું તારાં આ નયનઅરવિન્દે નયનને,
મિલાવી ઉભો ને નહિ શું રસનો દોર વણુતો !
ન શું મારૂં હૈયું કબુલ કરતું આ પ્રતિ પલે :—
'મને હું જોવામાં દરશન થતું કો ગહનનું '?

અને દશ્યાદશ્ય પ્રતિ અણુ નિગૂઢાર્થ સઘળું,
બધું પાસે તુંમાં શ્રમરહિત કો કારણ સમું,
નથી શું એ તુંને, તુજ હ્રદય આત્મા જીવિતને,
ચડાવી વંટોળે અગર દબવી કાંઈ કરતું ?

સુખાભિજ્ઞામાં કો અવર સઘળું ભાન વિસરી
ભરી તેથી લેને તુજ જિગર પૂરૂં છલકતું :
પછી તેને કહેજે 'પ્રણય' ! 'પ્રભુ' 'હૈયું' 'સુખ' ! અને
કહેજે ઇચ્છે તે અગર સુખમાં જે ચડી ગયું.

નથી તેને માટે મુજ મગજમાં નામ વદવા
અનાલાપી ગાણું, જગત ! પ્રભુ ! એ લાગણી બધું !
ધ્વનિ, નામો, ગાણાં, અવર સઘળાં ધૂમ્ર સરખાં
દ્યુતિ તેનીને સૌ મલિત તિમિરે ઝાંખપ ધરે.

અભિવ્યાપ્તિમાં આ પ્રતિ ઉર અને તે પ્રતિ સ્થળે
રૂચે તે ઉક્તિમાં પલ જ પલ તેને કથી રહ્યાં ;

કહે મારી ભાષા પછી કયમ કવે ના નિજ રૂચ્યું?
વિતા કહેતાં કહેવા અગર નવ કાં મૌનજ રહું?

## स्वर्ग गीत.

ખોવાયેલાંને બોલાવો :
સ્વામીનો સંદેશો કહાવોઃ
પગ ધોવાને પાણી લાવો :
ખોવાયેલાંને માટે !

આવો, મ્હેલ ઉઘાડો, આવો :
દોરી દોરી દોરી લાવો :
આવોને ગાતાં સ્વામીને
ખોવાયાં સાથે !

ભૂખ્યાંને ભોજનમાં લાવો :
તરસ્યાને દ્રાક્ષાસવ પાઓ :
પાથરજો હૈયાં થાકયાને :
લાવો ખોવાયાં સૌને

ન ખોવાયાં ના તરસ્યાં છે :
ખોવાયાં ભૂખ્યા તરસ્યાં છે :
સાથ તજી એવામાં જાઓ :
ખોવાયાં લાવો !



## વ્હાલાંને

વ્હાલાં ! ઉર આઆંને પાજો :
થોડાને ગાજો ને ન્હાજો :
ગાતાંને ન્હાતાંને ચ્હાજો :
ચ્હાજો વ્હાલાં વ્હાલાંને.

વ્હાલાંમાંથી વ્હાલાં આવે :
વ્હાલું તે દેવાને લાવે :
વ્હાલું લઈ વ્હાલું સૌ દેજો :
વ્હાલાં ! વ્હાલાંને.

આઆં તોયે જાશે છોડી :
મેમાની કરજોના થોડી :
હૈડાનું દેજો સૌ છોડી :
એ તો વ્હાલાં વ્હાલાંને.

જેમાથી જે તે પોતે તે :
વ્હાલાંનાં વ્હાલાંઓ જે છે:
એવાંને હૈયામાં લેજો :
વ્હાલાંને વ્હાલાંને.

## શાને રોવાનું ?

જે ખપનું ના તે ખોવાનું

ખોવાતાં શાને રોવાનું ?
લેનારાંને એ લેવાનું,
વ્હાલાં ? શાને રોવાનું ?

માગો ને માગો તે લેતાં :
તોયે કાં આંસુમાં રહેતાં ?
દેનારાંને જોવા કહેતાં,
વ્હાલાં ! કાં રોતાં ?

---

## साकीने ठपको.

---

સાકી, જે શરાબ મને દીધો દિલદારને દીધો નહીં;
સાકી, જે નશો મુજને ચડ્યો દિલદારનેય ચડ્યો નહીં !

મુજ ચશ્મમાં ચરખો ફરે,
કદમે બદન લથડી પડે,
દિલદાર તો મલક્યા કરે,
નદી યારને પાયો નહીં !

આશક અને માશૂકને,
પાવો એક જામે ને શીસે,
પાવો એક હાથે સાકીએ,
ઇનસાફ તેં કીધો નહીં !
મારી ગઇ શરમે બધી,
દિલદાર હુંજ મહીં હજી !

તારી બની ખાલી સીસી,
પાવાય તેં રાખ્યો નહીં !

સરખાં બને બન્ને જરા,
ત્યાં તો શરાબીની મઝા ;
ઉલટી કરી તેં તો સઝા,
નયને સનમ ખોલી નહીં !

મુજ ખૂન આ કૂદી રહે,
દિલદારનું થંડુ બને ;
મુજને ચડે ત્યાં ઉતરે,
કાંઇ મઝા આવી નહીં !

આ રાત પહેલી વસ્લની,
માશૂકના ઇનકારની ;
ત્યાં બેવકૂફી તેં કરી,
તુજ જામ કાં ફૂટયું નહીં ?

ના રોશની ગાલે ચડી,
જરી ના લબે સુરખી પડી ;
ઘેરી બની ના આંખડી,
દિલ યારનું જામ્યું નહીં !

આ પ્હોર ચારજ રાતના,
કઇ વાયદા વીત્યે મળ્યા ;
કઇ હોંશથી જિગરે જડ્યા,
તેની કદર તુંને નહીં !

ના ખેંચ આશક તો કરે,
માશૂકને પાવો પડે ;
ના સાકીએ પીવો ઘટે,
તેં કાયદો પાળ્યો નહીં !

જોઇ સનમને રૂબરૂ,
ઘેલો હતો પૂરો જ હું ;
પાયો ફરી, પીતોય તું,
પણ યારને પાયો નહીં !

આ વાય ફજ્ર તણી હવા,
મુજ રાત વીતી મુફતમાં ;
દિલદાર આ ઊઠે જવા,
એ બે શુકન બોલી નહીં !

જો આવશે કો દી સનમ,
તો લાવશે આંહી કદમ ;
તું રાખશે ભાઇ રહમ,
ગફલત ઘટે આવી નહીં !



## खता नहीं जाती.



પેદા થયો ખતા મહીં : ખતા નહીં જાતી ;
પેદા કરી તકદીર ના તદબીરથી જાતી !

મગર ખતા તકદીરથી સનમ, સદા તું દૂર ;
આશક તણી તુંથી ન ખતા શું ખમી જાતી ?

હિના ફરે તુજ કદમની સનમ, ચમનમાં રોજ ;
હુંથો ગુલે ન ખારની હારો મગર જાતી !

તું ફુલથી કાંટા સનમ, ચાહે તો કર દૂર ;
તુંને મગર તકલીફ એ આપી નહીં જાતી !

કાફર દિલ આ તો કરે સનમ, લાખ તકસીર ;
તારી મગર યાદી વગર ઘડી નહીં જાતી !

એ ચાંદી પર તું સનમ, કરી રહી છે મ્હેર ;
તું આવતી પણ બુલબુલે ગભરાઇને જાતી !

તું ચાહે તો શોર એ કરે ઇશારે ચુપ ;
તુંથી મગર રહમ અને શરમ નહીં જાતી !

મારી નાદાની અને તારી લિયાકત યાર ;
તેમાં દિદારની ઘડી લૂંટાઇને જાતી !

ખાર અને આ શોર ત્યાં તું બુરકામાં આવ ;
ત્યાંથી મગર એ શિકલે ગુલ જોઇ નહીં જાતી !

આશક આલમમાં ભર્યું સનમ, બધે તેં ઝેર ;
ચુમે ન તું ત્યાં ઝેરની તાસીર ના જાતી !

લાખો સનમ, તુજ ફરકતા પલ પલ બોસા કાજ ;
આ બેવુઝુ પણ શિકલ ના ધરી તને જાતી !

ખતા કરી ભૂલું ખતા સનમ, હજારો વાર ;
ભેટતાં તુંને મગર ના એ ખટક જાતી !

તું તો યારીનો સદા સનમ, ધરી રહી હાથ ;
આ સાથની રેખા મગર ભુરી નહીં જાતી !

કેમ કહું તુજને ખતા કરવાને મુજ સાફ ;
આ હાથની એ હાથથી ધોઈ નહીં જાતી !

કિસ્મત જામે શરાબનું ભરી શાહી ત્યાં મેંજ ;
કે ચિલ્વનો માશૂકની ચીરી નહીં જાતી !

ના તાકાત મળે સનમ, ના કિસ્મત પલટાય ;
કમબખ્ત આ જૂદાઇ તો ન કયામતે જાતી ।



## નવો સૈકો.



લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ
ફૂટી ખીલી ખરી જતી કઇ પાંખડીઓ ;
વર્ષો તણાં શતક તેમ અનન્તતામાં,
ફૂટી ખીલી ખરી જવા વહુતાં હજારો.

ફૂટે, ખીલે, ખરી પડે કઇ પાંખડીઓ,
ક્ષીરાબ્ધિનું કુસુમ એકજ લ્હેર ન્હાણું ;
ત્યાં ભૃંગ જંય ચકચૂર સુધા મહીં તે
આ પાંખડી ફૂટી ખરી ન ગણે ન જાણે.

આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો,
આત્મા અમીઝરણના રસનો વિહારી ;
આત્મા ગણે નહિજ તે યુગને ક્ષણોને,
ક્યાં દેશકાલ ? સઘળેજ વસન્ત જામાં.

ક્યાં શીતઉષ્ણ ? સઘળેજ વસન્ત છાઈ,
ફૂલે પરાગ સહુ એકજ ભૃંગ કાજે ;
તેને કયું નવલ છે ફુલ અર્પવાનું ?
આશિષ આ ઉછળતી પણ કોણ માટે ?

એ ભૃંગનાજ સહુ વારસ છો અહીંઆં,
એ પદ્મની મધુરતા બધી વારસો છે;
શું જો ઉડો સુખથી સૌ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે.

વ્હાલાં : સખા, સખિ, સહોદર બાલ ભોળાં,
લક્ષ્મી તણા કુસુમના મધુનાં વિહારી !
ઈચ્છું કયું નવીન હું સુખ સૌં તમોને
આ બેસતું શતક વર્ષ તણું બતાવી ?

જાણું નહીં અશુભ શું શુભ શું હશે તે ,
જાણું નહીં અહિત શું હિત શું હશે વા
જાણું નહીં સુખ-સુખે અથવા દુઃખે તે ,
શું ઈચ્છવું : નહિજ એ પણ જાણતો વા.

જાણું પરન્તુ રસનાં સહુ છો વિહારી ,
જાણું વળી કુસુમ એકજ છે રસાળું ,

છો જે તમે કુસુમનાં કુસુમે રહો એ :
એ ભાગ્ય, એજ હિત, એ શુભ ઇચ્છવાનું.

સેવા ધરૂં નવીન શી ચરણારવિન્દે ?
ગૂંથી કયાં કુસુમનો લઇ હાર આપું ?
લક્ષ્મી તણા સુમન પાસ ફુલો લજાતાં,
સ્વામી ઘરે સહુજ ત્યાં કઇ ભેટ લાવું ?

લાવી ધરૂં હૃદય તોપણ આ તમોને,
લાવી ધરૂં હૃદય તે નિજ સાથ લેજો;
પીજો પીવાડી મધુ અમૃત પુષ્પનું સૌ,
બીજું ઘરે પ્રભુજી તે લઇ મગ્ન રહેજો!



## સનમની શોધ.



પેદા થયો છું ઢૂંઢવા તુંને, સનમ!
ઉમ્મર ગુઝારી ઢૂંઢતાં તુંને, સનમ!
જે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ!

ગફલત મહીં હું ઝાલિમો કાબિલ એ,
જૂદાઇ યારોની મઝા એને સનમ!
જે રાહદારીમાં અમોને લૂટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ!

તારી મદદ કોને હશે, માલુમ નહીં;
શું યારના દુશ્મન સહે યારી ? સનમ ?
પાંચે નમાઝે ઝૂકતાં તારે કદમ,
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ !

છો દમબદમ ખંજર રમે તારૂં દિલે,
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ !
તું માફ કર દિલદાર દેવાદાર છું ;
છે માફ દેવાદારનો મારા, સનમ !

કાંઈ નઝરબક્ષી થવી લાઝિમ તને,
ગુઝરાનનો ટૂકડો ઘટે દેવો, સનમ !
પેદા થઇને ના ચૂમી તારી હિના,
પેદા થયો છું મોતમાં જાણે, સનમ !

શાને કસે છે મુફ્ત આ લાચારને ?
દાવો સુનાનો છે હમારો ના, સનમ !
પત્થર બની પેદા થયો છું પ્હાડમાં,
છું ચાહનારો એય તુંથી છું, સનમ !



## सनमने.



યારી ગુલામી શું કરૂં તારી ? સનમ !
ગાલે ચૂમું કે પ્હાનીએ તુંને, સનમ !
તું આવતાં ચશ્મે જિગર મારૂં ભરે,
જાતાં મગર શું શું કરી રોકું ? સનમ !

તું ઇશ્ક છે યા મહેરબાની યા રહમ ?
હસતાં ઝરે મોતી લબે તે શું સનમ ?
મેંદી કદમની જોઇ ના પૂરી કદી !
આવી ન આવી એમ શું થાતી ? સનમ !

તારી સવારી ફુલની કયાં કયાં ફરે ?
તેનો બનું ભમરો બની શું શું ? સનમ !
જાણે વિંટાઈ ઝુલ્ફમાં છુપી રહું !
તાકાત ના દીદારમાં રહેતી ! સનમ !

છે દિલ્લગીનો શોખ કે તુંને નહીં ?
તો આવ કાં ? બોલ ના આવી ? સનમ !
જોઈ તને આંખો નકામી આ બધે,
ફોડી દઉં પૂરી તને આંખે ? સનમ !

આ ચશ્મની તુંને ચદર ખુંચે નકી,
કોને બિછાને તું સદા પોઢે ? સનમ !
આપું જિગર તોયે ન તું ત્યાં શું તને ?
માલેક આલમના જિગરની તું, સનમ !

તુંને કહું હું યાર તો ગુસ્સે નહીં :
તોયે હસે છે દૂરની દૂરે ! સનમ !
તુંને કહું ખાવિન્દ તો રીઝે નહીં !
ત્યાં એ હસે તું દૂરની દૂરે ! સનમ !

યારી કરૂં તારી ? કરૂં યા ના ? સનમ !
કોઈ ખુવારીથી ડરૂં યા ના ? સનમ !

છે સોઈ તુને કે નહીં દિલદારની ?
તુંને નઝર આ દિલ કરૂં યા ના ? સનમ

કોઇ દિવાનો મસ્ત હો; લાચાર હો,
તેને રજા દરબારમાં યા ના ? સનમ !

મારે ટકોરે દ્વાર ખુલે કે નહીં,
તુંને પુકારૂં શોરિયે યા ના ? સનમ !

છે શોખ મિજમાનો ફકીરોનો ન યા ?
કે ઝિદ કરૂં દરવાનથી યા ના ? સનમ !

તકલીફની પરવા ન પીવા આવતાં,
હાથે મગર તું પાય છે યા ના ? સનમ !

લાખો જવાહિરો જહાં તુંને ધરે,
શાની કરૂં ત્યાં ગુલ રૂજુ યા ના ? સનમ !

જ્યાં લાખ ચશ્મો ચૂમતાં તારા કદમ,
ત્યાં ભેટવા દોડું તને યા ના ? સનમ !

નાલાયકી ને બેવકુફી યારની,
ત્યાં તું શરાબીમાં ભળે યા ના ? સનમ !

શાહી ફકીરીથી ભળી જાણી નહીં,
દિલ તોય ચાહે ચાહવું યા ના ? સનમ !

જોઇ તને ચશ્મે ઝરે છે ખુન તે,
તારી હિનામાં રેડવું યા ના ? સનમ !

તું છે બધું, હું કાંઇ એ છું ના ? મગર !
યારી કરૂં તારી ? કરૂં યા ના ? સનમ !

# आपनी यादी.

---

જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની !

માશુકોના ગાલની લાલી મહીં લાલી અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની !

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝુમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !

આ ખુનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની !

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા ;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની !

દેખી બુરાઈ ના ડરૂં હું, શી ફીકર છે પાપની ?
ધોવા બુરાઈને બધે ગંગા વહે છે આપની !

થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાંએ આશના :
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની !

જ્યાં જ્યાં મિલાવે હાથ ગારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝુકતું, રહેમત ખડી ત્યાં આપની !

પ્યારૂં તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર :
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જૂદાઇ આપની !

રોઉં ન કાંએ રાહમાં બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની !

જૂનું નવું જાણું અને રોઉં હતું તે તે બધું
જૂની નવી ના કાંઇ, તાજી એક યાદી આપની !

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી ;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી ;
છે આખરે તો એકલી ને એજ યાદી આપની !

—:સમાપ્ત.:—

ધી " ઇન્ડીયન " પ્રીન્ટીંગ વર્ક્સ, ખારગેટ–ભાવનગર.

# अनुक्रमणीका.

——:o:——